# સાક્ષર શ્રી ગણુપતરામ અનુપરામ ત્રવાડી

એમના જીવનની

# સંક્ષિપ્ત રૂપરેખા



રતિલાલ પી. જાની. સોલીસીટર

અને

મ. ત્રિ. ભટ

# —: રત્નકણિકા :—

—અપરિમિત ઉદ્યોગ અને અખંડ આગ્રહ એ જ વિજયનું રહસ્ય છે.

—સંકટ અને શ્રમ એ આકરા છતાં હિતકર શિક્ષકો છે. અને તેમની પાસેથી ઉમદા બોધ મળે છે.

—સમય એ કુદરતની અણમોલી બક્ષિસ છે, તેનો સદુપયોગ કરો.

—કોઈ પણ પ્રકારનું કામ સુંદર રીતે કરવું હોય તો તે માણસમાં એકાગ્રચિત્ત રાખવાની ટેવ, આગ્રહથી મંડયા રહેવાનો ગુણ, બારીક નજરથી અવલોકન કરવાની શક્તિ, કામ કરવાની પદ્ધતિ, સમયપાલકતા અને કામ કરવામાં ત્વરા, આટલા ગુણોની જરૂર છે

—દોલત કરતાં ડહાપણ વધારે સારી ચીજ છે.

—વર્તન, જ્ઞાન અને અનુભવમાં તમારા કરતાં જે ચઢિયાતો હોય તેની સોબત કરો.

—પોતે અડચણ વેઠીને બીજાને સુખ આપવું એ જ સદ્‌ગૃહસ્થની ખાસિયત જાણવી.

—“ જાતમહેનત ”માંથી.

ॐ जय श्रीनाथमहेश्वर ।

ગુજરાતના ભૂષણરૂપ સદ્ગત સાક્ષર

# ...યુત ગણુપતરામ અનુપરામ ત્રવાડી

એમની જીવનની

# સંક્ષિપ્ત રૂપરેખા



...ગતની નોંધપોથી, વર્તમાનપત્રો અને માસિકો વગેરેમાંથી.)


...સર્સ ફરેરા એન્ડ
...દાસ, સોલીસીટર્સ
...ીમ ચેમ્બર્સ, બીજે
...ળે...નં. ૪૦-૪૪ હમામ
...ટ્રીટ, ફોર્ટ-મુંબઈ.

સુરત
...દપુરા, બારડીશેરી



સંપાદકો

રતિલાલ પાર્વતીશંકર જાની

બી. એ. એલએલ બી. સોલીસીટર

અને

મણિશંકર ત્રિભુવન ભટ

મુદ્રકઃ નટવર વીમાવાળા

મુદ્રણસ્થાનઃ ‘ ગાંડીવ ’ મુદ્રણાલય,

હાથીઆ ચકલો, સુરત



પ્રકાશકઃ

શ્રી અમદાવાદી ઔદીચ્ય બ્રાહ્મણ યુવક મંડળ, સુરત

તરફથી

જમિયતરામ નરભેરામ ત્રવાડી

વકીલ

વાડીફળીઉં–પગથીઆં શેરી

સુરત

પ્રતિ ૧૦૦૦ આવૃત્તિ ૧લી ઈ. સ. ૧૯૪૧

[ સંવત્ ૧૯૯૭ના જેઠ સુદિ ૧૪ રવિવાર ]

## —: ગુણપૂજા :—

૧ ગુણપૂજા વડે જ મનુષ્ય ગુણવાન થઈ શકે છે.

૨ સદ્‌ગુણો પ્રતિ બહુમાન, સદ્‌ગુણોનું શ્રવણ, મનન, કીર્તન, સ્મરણ, ધ્યાન અને સદ્‌ગુણોનું અનુસરણ એ ગુણપૂજાના માર્ગો છે.

૩ મહાપુરુષોનાં જીવનચરિત્રો એ ભવસાગરની નૌકાઓ છે.

૪ સુંદર આદર્શો એ ઉન્નતિના શિખર પર લઈ જનારા ભોમીઆ છે.

૫ મહાન્ થવું હોય તો મહાન્‌ને વિલોકો અને તેમને અનુસરો.

૬ મનુષ્યને જો પોતાની ઉન્નતિ સાધવી હોય તો તેણે જેમ બને તેમ સદ્‌ગુણોનું ગ્રહણ કરવું જોઈએ.

૭ સદ્‌ગુણોનું દર્શન કરતા રહેવાથી, સદ્‌ગુણોમાં આસક્તિ રાખવાથી, અને સદ્‌ગુણી પુરુષોનાં ચરિતનું અનુસરણ કરવાથી જ મનુષ્યને સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય છે.

"શ્રીનાથચરિતામૃત"માંથી



# श्रद्धांजलि

"कुलं पवित्रं जननी कृतार्था, वसुंधरा पुण्यवती च तेन।
अपारसंवित्सुखसागरेऽस्मिन्, लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥"

કુળને પાવન કરનાર, માતાને કૃતાર્થ કરનાર અને પૃથિવીને પુણ્યવતી કરનાર એક પુણ્યાત્માનું આ સંક્ષિપ્ત જીવનચરિત્ મારા જેવા કેટલાક ભાઈઓને આદર્શરૂપ થાઓ એ હેતુથી પ્રસિદ્ધ કરતાં મને આનંદ થાય છે.

તન, મન અને ધનથી જીવનભર દેવી સરસ્વતીની ઉપાસના કરી વિદ્યાનાં પીયુષ પાનાર--

**તીર્થસ્વરૂપ પૂજ્ય કાકાશ્રી!**

આપે મને સંપૂર્ણ પ્રેમથી ભણાવ્યો, આગળ પાડયો અને મારા હૃદયમાં ધર્મના ઉચ્ચ સંસ્કાર પાડયા. આવાં આવાં આપનાં અનેક સંસ્મરણો અને ઉપકારો બદલ આ શ્રદ્ધાંજલિ અતિ નમ્રભાવે આપને અર્પણ કરૂં છું.

વાડીફળીઉં–પગથીઆંશેરી — છોરૂ

**સુરત** તા. ૮–૬–૮૧ — **જમિયત**

## સાક્ષર શ્રી. ગણપતરામ અનુપરામ ત્રવાડી

[ નિવૃત્ત પ્રિન્સિપાલ, મેલ ટ્રેનિંગ કૉલેજ-રાજકોટ. ]



**“ स जातो येन जातेन याति वंशः समुन्नतिम् । ”**

| **જન્મ** | **સ્વર્ગવાસ** |
|---|---|
| સંવત્ ૧૯૦૫ના કાર્તિક વદિ ૬ | સંવત્ ૧૯૭૫ના જેઠ સુદિ ૧૪ |
| (તા. ૧૬-૧૧-૧૮૪૮) | (તા. ૧૨-૬-૧૯૧૯) |

શ્રી

## શ્રી. ગણુપતરામભાઈ

**અનુપમ અનુપરામના તનુ ગુણી ગણુપતરામ;**
**જીવન અનુપમ જીવીને દીપાવ્યું નિજ નામ.**

ગુજરાતના ગૌરવરૂપ અમદાવાદ, નડિયાદ અને વડોદરાની સાથે સુરત પણ સાક્ષરોની ભૂમિ તરીકે સુપ્રસિદ્ધ છે. સુરતનાં સાક્ષરરત્નોમાં પ્રેમ અને શૌર્યની મૂર્તિરૂપ **કવિ શ્રી નર્મદ, શ્રી નવલરામ** અને શ્રી. **નંદશંકર** ઈત્યાદિ વિદ્વાનો અને સાક્ષરો વડે સુરતનો આત્મા ઉજળો હતો, અને આજે પણ અનેક વિદ્વાનો વડે સુરતનો આત્મા પ્રકાશિત છે.

સુરતના મધ્યયુગના સાક્ષરો પૈકી સદ્‌ગત્ **રા. સા. ગણુપતરામ અનુપરામ ત્રવાડી** પણ એક હતા એમના નામથી અને કામથી સુરતની સાહિત્ય પ્રેમી

જનતા ભાગ્યેજ અજાણી હશે. નિરીક્ષણ કરવાની શકિતના પ્રમાણમાં એમનાં કાર્યોથી ઘણાં હૃદય જાણીતાં હશે. સરકારી ખાતામાં કર્તવ્ય પરાયણ હોઈ પ્રતિષ્ઠાપૂર્વક જેમણે પોતાની કારકીર્દિ દીપાવી છે, તેમજ બહોળા શિક્ષક સમૂદાયના શ્રદ્ધાસ્થાન જેવા અને વિશાળ વિદ્યાર્થીવર્ગના પ્રેમપાત્ર નીવડેલા સદ્‌ગતના જીવનની ઘણાંએ ઝાંખી કરી હશે, પરંતુ કેવા કપરા સંજોગોમાં કઈ પદ્ધતિથી પોતે મહાન્ કાર્યોનો બોજો ઉઠાવી શકેલા કે જેથી તે કાર્યોએ એમનું નામ નામીચું બનાવ્યું છે, તે જાણવા સારૂ આપણે એમના જીવનનાં થોડાંક મુખ્ય મુખ્ય પાનાં ઊકેલીશું.

દિગ્દર્શનથી પણ નહિ ધારેલું ઘણું નવું નવું જોવા જાણવાનું મળી શકે છે. જેનાદ્વારા જિજ્ઞાસુવર્ગને તુલના કરવાનું મન થાય, પોતાનામાં રહેલા આચ્છાદિત ગુણોનો વિકાસ થાય, જીવનવહનના માર્ગો મોકળા અને પ્રકાશિત થાય, વિચાર ને આચારમાં સરળતા આવે, નવું બળ અને નવો પ્રકાશ પ્રાપ્ત થાય, વળી હતાશ થયેલાં હૃદયોને પ્રાણપ્રેરણા મળે અને તેમાં પ્રભુતા પ્રકટે. આ પ્રકારનો ફેરફાર થવો એ અનુભવથી સંસ્કારી બનેલા કોઈપણ વિદ્વાનના જીવનવાચનનો સ્વાભાવિક પ્રતાપ નથી શું ?

## વિદ્યાર્થી જીવન

શ્રી. ગણપતરામભાઈના પૂર્વજો અસલ ઉત્તર ગુજરાતના પાનસર—રૂપાલના વતની હતા. એમના વડદાદાઓ પાનસરના ત્રવાડી કહેવાતા. આમોદના ના. ઠાકોર-

સાહેબના આમંત્રણથી એમના સાતેક પેઢીના મૂળ પુરુષનું આમોદ (જિ. ભરૂચ)માં આવવું થયેલું. એમના પિતામહ –દાદા–**શ્રી. હરિરામ ત્રવાડી** આમોદના ઠાકોરસાહેબના કારભારી હતા અને **શ્રી. અનુપરામ ત્રવાડી** પણ ઠાકોર સાહેબ **શ્રી. ગુલાબસિંહજીને** ત્યાં કારભારીપદે હતા. એ શ્રી અનુપરામ ત્રવાડીને ત્યાં ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણકુળદીપક **શ્રી. ગણપતરામભાઈ** માતુશ્રી **સૌ. ગલાલબાના** ઉદરથી સંવત્ ૧૯૦૫ના કાર્તિક વદિ ૬ (તા. ૧૬ મી નવેંબર સને ૧૮૪૮)ને દિવસે જન્મ્યા. એમની જન્મભૂમિ આમોદ (જિ. ભરૂચ) પણ પાછળથી ઘણે વર્ષે સુરતમાં કાયમનો વસવાટ એમના બાપકાકાઓએ કરેલો. અને સુરતની અમદાવાદી ઔદીચ્ય બ્રાહ્મણની જ્ઞાતિમાં દાખલ થયેલા. **શ્રી. અનુપરામ ત્રવાડી** દયાળુ અને ભોળા હૃદયના હતા. એઓ સંસ્કૃત, હિંદી અને ફારસી ભાષા પણ જાણતા હતા, અને વૈદ્યવિદ્યામાં પણ પ્રવીણ હતા. એમનાં પત્ની **સૌ. ગલાલબા** પણ ધાર્મિકવૃત્તિવાળાં હોઈ પતિપરાયણ અને સાધ્વી સ્ત્રી હતાં.

**શ્રી. અનુપરામ ત્રવાડીને** દાદુપંથી મંદિરના સાધુ રણછોડજી પ્રત્યે સારી આસ્થા હતી. એ ભલા સાધુ પાસે તેઓ દરરોજ સત્સંગમાં બેસતા તથા ધર્મ અને નીતિના પ્રસંગો ઉકેલતા. એવી તકોનો લાભ લેવાનું **શ્રી. ગણપતરામભાઈ** પણ ચૂકતા નહિ. આ પ્રસંગને **શ્રી. ગણપતરામભાઈના** સચ્ચારિત્ર્યના મૂળ પાયારૂપ ગણવામાં આવે તો તે અનુચિતું નહિ કહેવાય. **શ્રી.**

**ગણુપતરામભાઈ** પોતાની નિત્યનોંધ—ડાયરીમાં લખે છે કેઃ—

"મારાં માતાપિતાએ મને સત્સંગમાં ભેળવેલો રાખ્યો તેથી જ હું બ્રાહ્મ મુહૂર્તમાં—મળસ્કે ચાર વાગે—ઊઠવાનું અને પ્રાતઃસ્નાન કરી સંધ્યા તથા દેવસેવા કરવાનું શીખ્યો. ધર્મ પ્રત્યે મારૂં પ્રથમ વલણ વાળનાર મારાં માતાપિતા જ છે."

આસ્થાળુ માતાપિતાએ **શ્રી. ગણુપતરામભાઈના** હૃદયને ધાર્મિક અને નૈતિક બનાવ્યું હતું, અને તેમને મિતાહાર અને નિયમિતતા શીખવ્યાં હતાં. માતાપિતાની મીઠી છાંયા નીચે પોતે પ્રામાણિકતા, સાદાઈ અને પવિત્રતા પામ્યા હતા. સચ્ચાઈ અને સહનશીલપણું તો બસ એમનું જ. બાળપણના એમના આ સદ્ગુણો એમના ભાવિ જીવન માટે શુભ ધારણા સૂચક ચિહ્નો તરીકે સૌને જણાતા.

વહેલી સવારે તેઓ સૂર્યોદય પૂર્વે ઊઠતા. શૌચાદિ ક્રિયાથી પરવારી સ્નાન સંધ્યામાં પ્રવૃત્ત થતા. તત્પશ્ચાત્ તેઓ નિશાળે ભણવા જતા. **શ્રી. ગણુપતરામભાઇએ** આમોદની ગામઠી નિશાળમાં અભ્યાસની શરૂઆત કરેલી. શ્રી. **કાશીરામ ત્રવાડી શ્રી. ગણુપતરામભાઈના** કાકા થતા. અને તેઓ ગામઠી નિશાળના મહેતાજી હતા. તેમની પાસે થોડો વખત શીખ્યા પછી આમોદની સરકારી નિશાળમાં દસ વર્ષની ઉંમર થતાં સુધી અભ્યાસ કર્યો હતો. શાળામાં પણ શિક્ષકોનો પ્રેમ ખુશામત કે કાકલુદીથી નહિ પણ પોતાના કામથી અને નીતિથી એમણે સંપાદન કર્યો હતો. રજાના દિવસોમાં કે જ્યારે જ્યારે પુરસદ મળતી

ત્યારે એઓ ઈતર ઉપયોગી વાચનમનનમાં જ મંડયા રહેતા. સતત પ્રયત્ન કરવાનો એમનો સ્વભાવ મૂળથી જ હતો. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ કહેવત પ્રમાણે એમનું જીવન શરૂઆતથી જ કર્તવ્યપરાયણ હતું. છતાં સમય અને શ્રમના પ્રમાણમાં જેટલું જોઇએ તેટલું શિક્ષણ એઓ મેળવી શકેલા નહિ. કેમકે ગામડાના સહાધ્યાયીઓ સાથે અણધાર્યા પ્રસંગોમાં અનિચ્છાએ પણ પરેચ્છાને વશ થઈ સ્વચ્છંદી રમતો, તોફાન મસ્તી, ગ્રામ્ય રમત ગમત, હોળીના દિવસોનાં તોફાનો ઈત્યાદિ સૌની પેઠે જોડીદારોની ઈચ્છાને વશ થઇને એમણે પણ અનુભવ્યાં હતાં. આવાં કેટલાંક કારણોથી આમોદની શાળામાં પોતે કશું જ સંતોષજનક શિક્ષણ પ્રાપ્ત કરી શકેલા નહિ. એ સંબંધે પોતે પોતાની નોંધમાં લખે છે, કે:—

> 'હું તે વેળા કંઇ જ શીખેલો નહિ એમ કહું તો તે ખોટું નથી. એ કાળના શિક્ષણ કરતાં હાલનું શિક્ષણ વધારે બોજાવાળું અને ગોખણવાળું છતાં ઘણે દરજ્જે મને શ્રેયસ્કર જણાય છે."

પોતે રાતના વખતે માણભટની કથાઓ પણ સાંભળવા જતા. કથા સાંભળવામાં પણ એટલી બધી એકાગ્રતા કે ઘણી ખરી કથાઓ તો એમને મોઢે થઈ ગયેલી હતી.

બાળકો માટે નૈસર્ગિક રીતે યોજાયેલા અલૌકિક લ્હાવા દસ વર્ષની વય સુધી એમણે લીધા. હવે તેમને પોતાની જન્મભૂમિ આમોદના આમોદ-પ્રમોદ છોડવાનો

પ્રસંગ ઉપસ્થિત થયો.

આમોદમાં એઓ ભણતા હતા ત્યારે જૂની વાચનમાળાનાં પુસ્તકો ચાલતાં હતાં. તેને બદલે હોપસાહેબ રચિત નવી વાચનમાળા દાખલ કરવાની તૈયારી ચાલતી હતી. એમના શરૂઆતના શિક્ષકો સુરત નિવાસી માજી પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ પોરવાડ જ્ઞાતિના **શ્રી. ચંદુલાલ મથુરાદાસ** અને સુરતી ઔદીચ્ય જ્ઞાતિના **શ્રી. જટાશંકર પ્રેમશંકર વ્યાસ** અને સુરતના નાગર બ્રાહ્મણ **શ્રી. ગણપતિનંદ ભવાનીનંદ** હતા. આ શિક્ષકોદ્વારા જૂની અને નવી બંને વાચનમાળાનો લાભ એમને મળ્યો હતો. એમણે લિપિધારા, બોધ વાચન, નીતિબોધ કથા, ડોડસ્લીની વાતો, બાલમિત્ર, ચેમ્બરકૃત દૃષ્ટાંતિક સત્યનિરૂપણ, સૃષ્ટિજન્ય ઈશ્વરજ્ઞાન, કોલમ્બસનું વૃત્તાંત, શાળોપયોગી નીતિગ્રંથ, બ્રિટીશ ઇંડીયાનો ઈતિહાસ, યંત્રશાસ્ત્રનાં મૂળતત્ત્વો, બાળગંગાધરકૃત વ્યાકરણ, જર્વિસ અને હટનનાં ગણિત ઈત્યાદિ પુસ્તકોનું વાચન–મનન કર્યું હતું. આ વેળા પોતે ગુજરાતી ચોથી–પાંચમી ચોપડી ભણતા હતા, છતાં વાચનનો એમને કેટલો શોખ હતો તે આ ઉપરથી આપણને જણાય છે. નવી વાચનમાળામાં **હોપ સાહેબની** નવી પ્રકટ થયેલી વાચનમાળા, વ્યાકરણ, અંકગણિત, ભૂગોળ ઇતિહાસની ચોપડીઓ ચાલતી હતી.

આમોદની શાળામાં પાંચમી ચોપડીની એમણે પરીક્ષા આપેલી તે સમયના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર **સર ટી.**

**સી. હોપ** સાહેબે ઇ. સ. ૧૮૬૦માં આમોદમાં એમની પરીક્ષા લઇને સુરતની અંગ્રેજી સ્કૂલમાં દાખલ થવા માટે ભલામણ કરીને પ્રમાણપત્ર આપ્યું. કુદરતનો નિયમ છે, કે જેની ઉન્નતિ થવાની હોય તેને અનુકૂળ સંયોગો પણ આવી મળે છે. **હોપ સાહેબની** નજર **શ્રી. ગણપત-રામભાઈ** પર ઠરી એમાં વિકાસક્રમની દૃષ્ટિએ ઈશ્વરી સંકેત પણ હોવો જોઈએ. તેઓ સાહેબની સૂચનાનુસાર પોતે વધુ અભ્યાસ માટે સુરતની અંગ્રેજી સ્કૂલમાં ઈ. સ. ૧૮૬૦માં દાખલ થયા. આમોદની સ્કૂલમાંથી **હોપ સાહેબે** આવા બીજા ચુનંદા વિદ્યાર્થીઓને ચૂંટી કાઢી કોઈને અમદાવાદ તો કોઈને સુરતની ભૂમિમાં વિદ્યાભાનુનો પ્રકાશ મેળવવા મોકલ્યા હતા. **શ્રી. ગણપતરામભાઈ**ને સુરત મોકલ-વાનું કારણ એ કે તેમના મહેતાજી **શ્રી. જટાશંકર** સુરતના હતા તેમનો એમના પર સારો ભાવ હતો. અને વળી **શ્રી. ગણપતરામભાઈ**નાં સગાં સંબંધીઓ પણ સુરતમાં હોવાથી અનુકૂળતા હતી.

જનની અને જન્મભૂમિથી છૂટા પડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. માતાના ખોળામાંથી ઊભા થઈને પ્રસ્થાન કરવાનો આ હૃદયદ્રાવક પ્રસંગ પહેલ વહેલો જ પ્રાપ્ત થયો. કુટુંબથી વિખૂટા પડતી વેળા આમોદની ભાગોળ સુધી પુત્રની પાછળ પાછળ આવેલાં હેતાળ **માતુશ્રી ગલાલબાએ** પોતાના લાડીલા બાળકને છાતી સાથે ભાવથી ચાંપ્યો. વાતાવરણ ગંભીર બન્યું. માતાની આંખમાંથી વિયો-ગના દુઃખની સાક્ષી પૂરતાં અશ્રુઓ વહેવા લાગ્યાં.

બાળકને છાતીએથી છૂટો કરતાં તેઓ ગદ્દગદ્દ કંઠે બોલ્યાં:–

"બેટા, ગણુપત! તું ભણવા સારૂ સુરત ભલે જાય પણ ફરીને આ માનું મોં તું જોવા પામનાર નથી." આટલું કહેતાં કહેતાં માતાનો કંઠ રૂંધાઈ ગયો. અને બીજું કંઈ બોલી શકાયું નહિ. વાત્સલ્ય પ્રેમ કોની આંખમાંથી આંસુ પડાવતો નથી? કોનાં હૈયાં હલમલાવતો નથી? **શ્રી ગણુપતરામભાઇ**નું હૃદય પણ પાણી પાણી થઈ ગયેલું. પરસ્પર કૌટુંબિક સ્નેહ આર્થિક સ્થિતિની સંકડામણુમાં વિશેષપણે હોય છે. માતુશ્રીના અંતિમ શબ્દો સાચા પડયા. **શ્રી ગણુપતરામભાઈ** સુરત આવ્યાને પૂરા બે મહીના નહિ થયા હોય ત્યાં ૪૫ વર્ષની પ્રૌઢાવસ્થામાં જ શ્રાવણ મહીનામાં કૉલેરાનો ઉપદ્રવ ચાલતાં એ પ્રેમાળ માતુશ્રી તેનો ભોગ થઇ પડયાં અને તેમણે સ્વર્ગવાસ કર્યો. આ બનાવ એમના કુમળા હૃદયને કારી ઘા જેવો લાગે એ સ્વાભાવિક છે. છતાં એમની આત્મિક દૃઢતાની અને મનોબળની કસોટી અહીં જ અંકાય છે. પોતે પોતાની નોંધબુકમાં લખે છે કે:–

"રડવાનું મેં મહા મુશીબતે ખાળી રાખ્યું; અને લોકાચારને જરાયે વશ નહિ થતાં કેવળ માતાનું સ્વાભાવિક વાત્સલ્ય વિયોગથી નયનદ્વારા નીતરે એટલું જ નીતરવા દીધેલું."

સુરતમાં **શ્રી. જટાશંકર માસ્તર**ને ત્યાં એમનું પ્રથમ નિવાસસ્થાન હતું. શ્રી. જટાશંકરના પિતા **શ્રી.**

**પ્રેમશંકર વ્યાસ** સવારના પહોરમાં તાપી તટ પર જાય અને ત્યાંથી છેક મધ્યાહ્નને ઘેર આવે એટલે ઘરમાં રસોઈ અપોરે થતી હતી. પણ શ્રી ગણપતરામભાઈને તો દસ વાગે જમીને શાળામાં જવાનું હોય એટલે આગલા દિવસની ટાઢી રોટલી બોરના કે એવા બીજા અથાણા સાથે ખાઈને જ નિશાળે જવું પડતું. અને તેજ પ્રમાણે સાંજે પણ બપોરનાં ટાઢાં દાળભાત જમવાં પડતાં. આ પ્રકારની મુશ્કેલીઓ અત્યારથીજ વેઠવા માંડી હતી. "**सुखार्थीनां कुतो विद्या विद्यार्थीनां कुतः सुखम् ?**" (સુખની ઈચ્છાવાળાને વિદ્યા કયાંથી પ્રાપ્ત થાય ? અને જેને વિદ્યા પ્રાપ્ત કરવી છે તેને સુખવૈભવ ભોગવવાના શાના હોય ?) અભ્યાસને અંગે કયાં કયાં કષ્ટો સહન કરવાં પડતાં નથી ? વિદ્યાર્થીઓ પોતાની સમગ્ર ઈચ્છાઓનો, મોજમઝાઓનો, અને કુટુંબપ્રેમનો ભોગ આપે તો જ તે યથેચ્છ વિદ્યા સંપાદન કરી ભાવિ જીવન વિસ્તૃત, પ્રકાશિત, રસાળ અને ઉન્નત બનાવી ધ્યેય પ્રાપ્ત કરી શકે છે.

સુરતમાં તાપી કિનારે અંગ્રેજોની કોઠી પાસે આવેલી મિશન હાઈસ્કૂલમાં તેઓ દાખલ થયા અને ઈ. સ. ૧૮૯૪ માં મેટ્રિકની પરીક્ષા આપી. અસાધારણ મહેનત અને ઉજાગરા કરીને અભ્યાસ કર્યા છતાં તેઓ તેમાં નાપાસ થયા. અને બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૮૯૫ માં એઓએ મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી. એ દરમિયાન એમના શિક્ષકો પૈકી મુખ્ય મુખ્ય શિક્ષકો "કરણઘેલો"ના કર્તા **રા. બ. નંદશંકર મહેતા, મિ. રૂનન, મિ. વિલસન,**

**શ્રી. દેવીપ્રસાદ બલનારાયણ, શ્રી. કિત્તારામ મોતીરામ, શ્રી. સોરાબજી ધનજીભાઈ, શ્રી. મનસુખલાલ મુકુટલાલ મુનશી શ્રી. એદલજી મંજીભાઈ** વગેરે હતા.

એમના શાળામિત્ર—સહાધ્યાયી તરીકે સુરતની સ્મૉલ કૉઝ કોર્ટના લોકપ્રિય જડ્જ **શ્રી. બરજોરજી એદલજી મોદી** એમ. એ. એલ એલ. બી, પ્રોફેસર **તાપીદાસ દયારામ** એમ. એ, તથા એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ **શ્રી. દોરાબજી એદલજી તલાટી** બી. એ, **શ્રી. ઘેલાભાઈ લાયવાળા, શ્રી. છબીલારામ દીક્ષિત** વગેરે હતા. તેમજ મેટ્રિકની પરીક્ષા આપવામાં જોડીદારો તરીકે અમદાવાદથી ત્યાંની સ્મૉલ કૉઝ કોર્ટના જડ્જ સુપ્રસિદ્ધ **રા. બ. લાભશંકરભાઈ** તથા કાર્યદક્ષ વિદ્યાધિકારી રાજરત્ન **રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા,** વડોદરા રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ **રા. બ. ડાહ્યાભાઈ હરજીવનદાસ બી. એ.** એકઝીકયૂટીવ એન્જીનીયર **રા. બ. ખંડુભાઈ ગુલાબભાઈ દેશાઈ** એલ. સી. ઈ; **શ્રી ઘેલાભાઈ માણેકલાલ** બી. એ; કાઠિયાવાડના માજી ડેપ્યુટી પોલીટીકલ એજંટ **શ્રી ઘેલાભાઈ ઠાકોરદાસ** વગેરે ગૃહસ્થો હતા. ગુરુદેવો, સહાધ્યાયીઓ અને જોડીદાર મિત્રોમાંથી યાદદાસ્ત પ્રમાણે નામો આપવાનો હેતુ એ છે, કે એ પ્રત્યેકમાં કંઇ ને કંઈ અનુકરણીય લક્ષણો હતાં.

સુરતથી વહાણમાં બેસીને મેટ્રિકની પરીક્ષા આપવા સારૂ એઓ પોતાના જોડીદારો સાથે મુંબઈ ગયા હતા.

મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા પછી **શ્રી ગણપતરામભાઈને** કૉલેજમાં દાખલ થઈ અભ્યાસ વધારવાની તીવ્ર ઈચ્છા હતી, પણ પ્રારબ્ધના અનિવાર્ય અંતરાય આગળ એમની એ ઇચ્છા પાર પડી નહિ. અનુભવી વિદ્વાનો કહે છે, કે "**मनोईच्छा सर्व नास्ति दैवईच्छा प्रवर्तते**"। આથી તેઓ હતાશ થયા ખરા પણ એમણે શ્રદ્ધા અને ઉત્સાહને મંદ પડવા દીધાં નહોતાં. એમના ભગ્નાશ થયેલા હૃદયને આશ્વાસન આપનાર તે સમયના તેમના ગુરુ **શ્રી મનસુખલાલ મુકુટલાલ મુનશી** જેઓ જાણીતા સોલીસીટર હતા તે, અને એમના સહાધ્યાયી મિત્ર **શ્રી. બરજોરજી એદલજી મોદી** જેઓ સિવિલ સર્વિસની પરીક્ષા માટે ઈંગ્લાંડ જઈ રહ્યા હતા તે, એ બંને જણાએ **શ્રી. ગણપતરામભાઈએ** લખેલો "ઈંગ્લાંડના ઈતિહાસની ટુંકી નોંધ"નો લેખ જોઈને પોતાના તરફથી અમુક અમુક રકમ ઇનામ કરીકે આપી હતી. આ ઉપરાંત **માસ્તર સોરાબજી મંચેરજી** ટેવર્નવાળાએ પોતાના તરફથી અમુક રકમની મદદ આગ્રહ સાથે તેમને આપવાનું કહ્યું છતાં તે તેમને લેવાની જરૂર પડી નહોતી. કેમકે આ વખતે **શ્રી પ્રેમચંદ રાયચંદની** શિષ્યવૃત્તિ એમને મળતી હતી. મિશન હાઈસ્કૂલના હેડ માસ્તર **મિ. બહેરામશા કેરશોએ** તેમને પોતાની સ્કૂલમાં કામચલાઉ આસિસ્ટંટ તરીકે નીમ્યા, અને સમજાવ્યું કે અત્રેનું મિશનખાતું થોડા સમયમાં કૉલેજ સ્થાપવાનું છે. માટે ચિંતા કરવાની જરૂર નથી. આથી મુંબઈ

જવાનું તમારે મુલતવી રાખવું એ ડહાપણ ભરેલું છે.

## વ્યવસાયી જીવન

વિદ્યાવિલાસી અને કૉલેજના રસીઆ **શ્રી. ગણુ-પતરામભાઇએ** અનિચ્છાએ માસ્તર સાહેબની સલાહને માન આપ્યું અને ત્યાં મિશન સ્કૂલમાં લગભગ છ મહિના નોકરી કરી. તે દરમિયાન મર્હુમ **રેવરંડ વિલિયમ ડિકસને** સારૂં પ્રમાણપત્ર એમને લખી આપ્યું હતું. એમણે સુરતની ગોપીપુરા બ્રાંચ સ્કૂલમાં, સર જે. જે. ઍંગ્લો વર્ના૦ સ્કૂલમાં અને સુરતની સોરાબજી ગવર્નમેન્ટ હાઈ-સ્કૂલમાં પણ નોકરી કરી હતી.

આ પ્રમાણે તેમની જિંદગીના ધંધાની શરૂઆત કેળવણી ખાતામાં થઇ અને તેમને પોતાને અને સમસ્ત ગુજરાત કાઠિયાવાડને તેમની એ પ્રવૃત્તિ બેશક અત્યંત લાભદાયી જ નીવડી છે. પોતે ફક્ત મેટ્રિક પાસ હોવા છતાં પોતાના સતત અભ્યાસી સ્વભાવથી તેમણે પોતાના જ્ઞાનમાં એક ગ્રેજ્યુએટમાં જે જ્ઞાનની આશા રાખવામાં આવે તે કરતાં પણ અધિક જ્ઞાનની વૃદ્ધિ કરી હતી. એમ તેમના સહુવાસમાં આવનાર વિદ્વાનોને જણાતું. સુરતના એમના પરિચિત એક વિદ્વાને મુક્તકંઠે થોડા સમય પર કહ્યું, કે એમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ને અંગ્રેજી બોલવાની છટા જોઈને ભલભલા બી. એ. કે એમ. એ. છક થઇ જતા, એટલું સુંદર એમનું અંગ્રેજી હતું.

કેળવણી ખાતામાં જોડાતાં તે વખતના એજ્યુ૦

ઈન્સ્પેકટર **ટી. બી. કર્તાસ** સાહેબે તથા ડેપ્યુટી એજ્યુ૦ ઇ૦ **રા. બ. મોહનલાલ રણછોડદાસે** શરૂઆતમાં જ રાંદેરના અંગ્રેજી કલાસ ઉપર અને પછી કતારગામની અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર તરીકે એમને નીમ્યા. જાણીતા **રા. સા. મંછારામ ઘેલાભાઈ** તે સમયે કતારગામની ગુજરાતી નિશાળના મુખ્ય મહેતાજી હતા. અને તે શાળાની સામેજ અંગ્રેજી સ્કૂલ હોવાથી આ ઊભય વ્યક્તિને પરસ્પર ગાઢ સંબંધ બાંધવાની સારી તક મળેલી. ત્યાર બાદ અંકલેશ્વરની અંગ્રેજી સ્કૂલના હે. મા. તરીકે પોતે નીમાયા. અહીં એમને કૉલેજ જીવનનો મંદ પડેલો વિચાર પુનઃ સ્પુર્યો. કારણ એ બન્યું કે એમના સહાધ્યાયી મિત્ર **શ્રી. બરજોરજી મોદીનો** "સૂર્ય મંડળ" ઉપરનો રૂ. ૨૦૦ના ઈનામવાળો અંગ્રેજી કાવ્યનિબંધ મુંબઈના એજ્યુ૦ રેકર્ડમાં છપાયલો વાંચવામાં આવતાં ઉછાળા મારી રહેલી લાગણી અને કૉલેજ તરફ મૂળનું જ ખેંચાણ આ બંને વસ્તુઓએ મળી એમને અશ્રુપાત કરાવ્યો. આ લાગણી એટલેથી જ અટકી નહિ. તરત જ પોતાની નોકરીનો ચાર્જ છોડવાની મંજુરી માટે તેમણે ઉપરી અધિકારીને રિપોર્ટ કર્યો. ઘણા દિવસ મંજુરીની રાહ જોઇ પણ કંઈ જવાબ આવ્યો નહિ, એટલે પોતાના આસિસ્ટંટને ચાર્જ સોંપી છુટા થયાનો રિપોર્ટ કરી મુંબઇ જવા સારૂ એઓ સુરત આવ્યા અને એમના શુભેચ્છક વિદ્યાગુરુ **શ્રી. નંદશંકરભાઈને** મળ્યા અને તેમને પોતાના વિચારો તથા ચાર્જ છોડયા વિષેની સઘળી હકીકત કહી. આનું

પરિણામ ધારવા કરતાં કંઈ જૂદુંજ આવ્યું. શ્રી. નંદ-શંકરભાઈએ કહ્યું કે રજા મેળવ્યા સિવાય ચાર્જ છોડી ચાલ્યા જવું એ સ્તુત્ય પગલું ન કહેવાય, માટે પાછા જઈને ચાર્જ સંભાળો તો ઠીક. આ સલાહને આજ્ઞાતુલ્ય માની પોતે અંકલેશ્વર પાછા ગયા અને કૉલેજની તમન્ના પાછી શાંત પડી. આવી રીતે પાછા ફરવાનું કારણ પગારની લોલુપતા નહિ, પણ આજ્ઞાની આધીનતાનુંજ હતું. આ સ્થળે કોઈ સામાન્ય કોટિનો મનુષ્ય હોત તો મહામુશીબત ભરેલી સ્થિતિમાં પ્રાપ્ત થયેલી આ સારી નોકરીને છોડી સંતોષજનક પગારના ભોગે કૉલેજ જીવન ગાળવાની ભાગ્યેજ લાલચ રાખત.

અસલથી એમને પ્રત્યેક બાબતની નોંધ કરવાની બહુ જ ટેવ હતી, દરરોજ રાત્રે શયન પહેલાં આખા દિવસમાં શું શું કર્યું અને આવતી કાલે શું શું કરવાનું છે તેની ડાયરીમાં નોંધ કરતા. નોંધ કર્યા વિના સૂવું જ નહિ, એવો એમનો નિયમ હતો. સ્કૂલમાં નિત્ય શું શું શીખવવાનું છે તેની નોંધ પણ એઓ ઘેરથી હંમેશાં કરીનેજ જતા. આથી એમનું શિક્ષણ ઘણું વખણાતું જો કે એમનું શરીર નાના કદનું હતું છતાં સ્કૂલમાં પ્રભાવ એવો પડતો કે એમના શિક્ષણ સમયે વર્ગ તન્મય બની જતો.

એમની શિક્ષણ આપવાની પદ્ધતિથી પ્રસન્ન થઈ તે વેળાના એજ્યુ. ઈન્સ્પેકટર ડૉ. બ્યુલર સાહેબે રા. બ. નંદશંકરભાઈ પાસે એમના સંબંધી સારો સંતોષ

પ્રદર્શિત કર્યો હતો. એમને માટે **ડૉ. બ્યુલરના** મન ઉપર એવી સારી છાપ પડી કે તેમને ભરૂચના આસિ. ડે. એજ્યુ. ઇ૦ની જગા આપવા માટે તે વખતના ડિરેક્ટર **મિ. ચાટફિલ્ડ** સાહેબને ભલામણ કરી. ડિરેક્ટર સાહેબ પ્રસંગવશાત્ સુરત આવતાં મિ. ગણપતરામને પૂછ્યું કે "તમને પરીક્ષક થવાનું મન છે?" ઉત્તર–"ના જી. મને પરીક્ષક થવા કરતાં શિક્ષક થવાનું રૂચે છે." પ્રશ્ન–ત્યારે તમે **ડૉ. બ્યૂલર** આગળ એવી જગા લેવાની હા કેમ કહી હતી?" ઉત્તર–"અહીં નવા નવા ગ્રેજ્યુએટો આવે છે તેમને અમારા ઉપર મૂકવામાં આવે છે, અને અમને ઉપર ચઢાવવામાં આવતા નથી, તેથી પરીક્ષકની જગા અનિચ્છાએ કબૂલ કરવી પડે છે."

ત્યાર પછી ખેડાની ફર્સ્ટગ્રેડ અંગ્રેજી વર્ના૦ સ્કૂલમાં રિટાયર્ડ ડેપ્યુટી કલેક્ટર **શ્રી. દાદાભાઈ નસરવાનજી નાણાવટીના** હાથ નીચે પહેલા આસિસ્ટંટ તરીકે એમની નિમણૂક કરી. ઉપરાંત ક્રમે ક્રમે બે ત્રણ સ્કૂલોમાં એમને મૂક્યા. દરેક જગ્યાએ તમામ ઉપરી અમલદારોને એમણે પોતાના કામથી અને વર્તનથી સારી છાપ પાડી અને એક આદર્શ શિક્ષક તરીકે સૌમાં પોતે વખણાયા. તેથી જે હોદ્દો એમ. એ. કે બી. એ.ની ડીગ્રીવાળા જ મેળવી શકે તે હોદ્દા ઉપર હાઈસ્કૂલમાં **ડૉ. બ્યૂલરે** ઘણા વિશ્વાસથી એમને નીમ્યા. ઈ. સ. ૧૮૭૩–૭૪ માં **શ્રી. ગણપતરામભાઈ** જ્યારે સુરતની સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ **પારસી પ્રંચાયત સ્કૂલમાં હેડમાસ્તર** હતા, ત્યારે **ડૉ.**

ઞ્યૂલરે એમના કામ કામ માટે સ્પેશ્યલ નોટ પણ કરી છે.

## કાઠિયાવાડની કામગીરી

બ્રિટીશ રાજ્યમાં કેટલોક સમય નોકરી કર્યા પછી કાઠિયાવાડ સ્ટેટની માંગણીથી તેમની નોકરી ઉછીની આપવામાં આવી. તેથી તેમની વિદ્યા અને જ્ઞાનનો લાભ કાઠિયાવાડને મળ્યો.

## હાલાર પ્રાંત

પ્રથમ ઈ. સ. ૧૮૭૬ થી ઇ. સ. ૧૮૮૩:સુધીનાં સાત વર્ષ એમને હાલાર પ્રાંતમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે રહેવાનું થયું. ત્યાં એમનું હેડ ક્વાર્ટર જામનગર હતું. નિશાળ અને વિદ્યાર્થીની સંખ્યા જોતાં કાઠિયાવાડના ચાર વિભાગો પૈકી આ વિભાગ મોટો હોવાથી એમને માથે અસાધારણ કામનો બોજો આવી પડેલો. એ અરસામાં ત્યાં કોઇ ઠેકાણે આગગાડી યે નહિ ને ગાડાંની પાકી સડક પણ નહિ. હાલારના વિસ્તીર્ણ પ્રદેશમાં પહાડ અને ડુંગરાના રસ્તા, નદી–નાળાં આ સૌ વિકટ હતું. એમણે એક વર્ષમાં ૨૧૭ **નિશાળો** અને લગભગ ૧૫૦૦૦ (પંદર હજાર) વિદ્યાર્થીઓની પરીક્ષા લીધી હતી. વળી સેંકડો માઇલની મુસાફરી ધૂળવાળા અને પહાડી રસ્તા પર ગાડામાં કરવી પડતી, અને એકજ કારકુનની મદદથી અંગ્રેજી અને ગુજરાતી તુમારોનો મોટી સંખ્યામાં નિકાલ કરવો પડતો. તુમારો લખવાનું કામ તો

બહુધા એઓ પોતેજ કરતા. આ કામનો જેને અનુભવ હોય તેને જ તેની મુશ્કેલીનો સાચો ખ્યાલ આવે. કેળવણીખાતાના ડિરેક્ટર **સર જે. બી. પીલ** સાહેબે પ્રસિદ્ધ કરેલું કે "પરીક્ષક અધિકારી વર્ષમાં ૮૦ નિશાળો તપાસે તો તે પૂરતી છે." પણ **શ્રી ગણુપતરામભાઈએ** ઉપર જણાવ્યા પ્રમાણે એક વર્ષમાં **૨૧૭** નિશાળો અને પંદર હજાર વિદ્યાર્થીઓની પરીક્ષા લીધેલી તે સંતોષજનક કામ જોઈને પોતે બહુ પ્રસન્ન થયા હતા અને એમના પગારમાં રૂા. ૨૫)નો વધારો કરવામાં આવ્યો હતો. સાથે સાથે એ પણ જણાવવું જોઈએ કે જામનગરના ઉદારચરિત્ **મહારાજા જામશ્રી વિભાજી** તથા તેવા જ ઉદાર-ચરિત્ દીવાન સાહેબ **શ્રી નારાયણરાવ વાસુદેવ ખારકર** અને ગોંડળ, મોરબી, રાજકોટ, ધ્રોળ વગેરે નાનાં મોટાં રાજ્યોએ આ લાંબા સમયમાં તેમના ખાતાને વિશ્વાસ અને ઉત્સાહથી મદદ કરેલી. હજી પણ હયાતી ધરાવનાર ઉપકારની લાગણીથી **રા. સા. ગણુપતરામભાઈને** યાદ કરે છે.

એમની હાલાર પ્રાંતની નોકરી દરમિયાન **ઑ. મિ. જાઈલ્સ** પણ એજ પ્રાંતમાં ફર્યા હતા. શ્રી **ગણુપતરામભાઈએ** પરીક્ષા લીધેલી હોય તેવી શાળામાં જઈને એ સાહેબ દરેક વિષયમાં તે છોકરાઓને પુનઃ તપાસતા અને તે ઉપરથી એ સાહેબે એક અંગ્રેજી યાદી કાઠિયાવાડના આસિ૦ એજ્યુ. ઇન્સ્પેકટર સાહેબને જાણ થવા લખી છે તેમાં **શ્રી ગણુપતરામે** જે જે શાળાઓ

તપાસી તેમાં કાળજી રાખીને પરીક્ષા લેવાયલી જોઇ પોતે સંતોષ બતાવ્યો છે, એટલું જ નહિ પણ એમનાં કાર્યો માટે સ્પેશ્યલ નોટ પણ કરી છે.

## સોરઠ પ્રાંતમાં

હાલાર પ્રાંતમાંથી ઈ. સ. ૧૮૮૩માં એમની બદલી સોરઠ પ્રાતમાં ડે. એ. ઈ. તરીકે થઇ. ત્યાં ઈ. સ. ૧૮૯૦ સુધીનાં સાત વર્ષ એમણે ગાળ્યાં. ત્યાંનું હેડ કવાર્ટર જૂનાગઢ હતું. નડિયાદના સુપ્રસિદ્ધ **દેશાઈ હરિદાસ વિહારીદાસ** દીવાનપદે હતા, અને **શ્રી પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા** નાયબ દીવાન હતા, તથા **શ્રી અમીરજી આણંદજી કચ્છી** નામદાર નવાબ સાહેબના ખાનગી કારભારી ને જૂનાગઢના કેળવણીખાતાના ઉપરી અધિકારી હતા. આ સૌ ઉદાર ગૃહસ્થોની નેક સલાહથી તેમજ **નામદાર નવાબ સાહેબની** અમીદૃષ્ટિથી **શ્રી. ગણુપતરામભાઈને** તેમના કેળવણી અંગેના પ્રત્યેક કાર્યમાં અસાધારણ ઉત્તેજન મળતું હતું. ઉપર જણાવેલા સુજ્ઞ અને ઉદાર ચરિત્ અધિકારીઓની ગુણજ્ઞતાથી આ જૂનાગઢનું રાજ્ય એમને સુખદાયક તથા કર્તવ્ય માટે એક અમૂલ્ય ક્ષેત્ર થઈ પડયું હતું.

## સાક્ષરી જીવન

સૌરાષ્ટ્રના જીવન વહનમાં તેમણે ચાર પુસ્તકો અને એક નાની પુસ્તિકામળી પાંચ વાનાં ગુજરાતને ચરણે ધર્યાં છે. ૧ મીઠી મીઠી વાતો, ૨ જાતમહેનત, ૩ સદ્વર્તન

૪ દરિયાપારના દેશોની વાર્તા અને ૫ ભરતગુંથણકળા શીખવાના નિયમો.

જ્યારે **શ્રી. ગણપતરામભાઈ** હાલારમાં હતા. ત્યારે તેમનું હેડ ક્વાર્ટર જામનગર હતું. તે વેળા **મિ. માકલેલૅન્ડ સાહેબ** જામનગર રાજ્યના ઇન્જિનીયર હતા ને તેમનું હેડક્વાર્ટર પણ જામનગર હતું, એટલે **મિસિસ માકલેલૅન્ડ** સાથે રા. સા. ને પરિચય થયેલો. એ બાઈ કન્યાશાળાઓ ઉપર ઘણીજ પ્રીતિ રાખતાં અને પ્રસંગોપાત શાળાને મદદ પણ કરતાં. પરંતુ પોતાને ગુજરાતી ભાષાનું જ્ઞાન ન હોવાથી તેમને વ્યવહારમાં ઘણી મુશ્કેલી પડતી. મિસિસ માકલેલૅન્ડે અંગ્રેજીમાં રચેલી **"ગુંથણ ભરત શીખવાના નિયમો"**ની નાની ચોપડીનો **શ્રી. ગણપતરામભાઈ**એ ગુજરાતીમાં અનુવાદ કરી આપ્યો, અને તેમાં અમદાવાદ મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ **મિસ કોલેટે** સહેજ સુધારો વધારો કર્યો પછી સરકાર તરફથી એ ચોપડી છપાઈને બહાર પડેલી ને તે કન્યાશાળામાં ચાલતી હતી.

**મીઠી મીઠી વાતોનું** પુસ્તક પણ મિસિસ માકલેલૅન્ડની પ્રેરણાથી જ રચવામાં આવ્યું હતું. **મિસ એજવર્થ** નામની એક અંગ્રેજ વિદુષી બાઈએ બાળકોને ગમ્મત સાથે નીતિના સંસ્કાર બાલ્યાવસ્થાથી જ તેમના હૃદય ઉપર દૃઢ થાય એવા શુભ આશયથી "પેરન્ટસ્ ઍસિસ્ટંટ" નામનો ગ્રંથ માબાપોને પ્રસ્તુત કાર્યમાં મદદગાર થઈ પડે એવા ઉદ્દેશથી રચાયેલો તેમાંથી મેડમ સાહેબની

પસંદગીની ચાર વાતોનો **શ્રી ગણુપતરામભાઈએ** ગુજરાતીમાં અનુવાદ કર્યો છે અને તે પુસ્તક મુંબઈ સરકારના કેળવણીખાતાએ ઈનામ લાયબ્રેરી તથા ટેકસ્ટબુક તરીકે પસંદ કર્યા ઉપરાંત **શ્રી. ગણુપતરામભાઈને** પારિતોષિક તરીકે રૂપિયા ૫૦૦ની બક્ષિસ પણ આપી હતી. આ પુસ્તક ઉપર **સર મંચેરજી ભાવનગરી** કે. સી. આઈ. ઈ. એ મુંબઈ ગેઝેટમાં ઘણો સુંદર રિવ્યુ લીધો હતો.

શ્રી. **ગણુપતરામભાઈ** જ્યારે અંકલેશ્વરની અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર હતા તે અરસામાં ઑાનરેબલ **સર જે. બી. પીલ** કે. સી. એસ. આઈ. કેળવણીખાતાના ડિરેકટર હતા. તેમણે ડૉ. સામ્યુઅલ સ્માઈલ્સ એલ. એલ. ડી. કૃત "**સેલ્ફહેલ્પ**" (**જાતમહેનત**) નામના પુસ્તકનું જે સુંદર ભાષાંતર કરે અને તેને જો સરકાર મંજુર કરે તો એ ભાષાંતરકારને રૂ. ૪૦૦નું ઈનામ આપવાની જાહેરખબર બહાર પડી હતી. **સર જે. બી. પીલ** સાહેબે શ્રી. **ગણુપતરામભાઈને** કેટલીક સૂચના પણ કરેલી કે જે પ્રકરણના વિષયો આ દેશને બંધબેસતા ન હોય તેવાં પ્રકરણો છોડી દેવાં અને અક્ષરસઃ તરજુમો ન કરતાં સાદી પણ સંસ્કારી ભાષામાં અને સરળ શૈલીમાં તેનો અનુવાદ કરવો. આ સૂચનાનુસાર શ્રી. **ગણુપતરામભાઈએ** એ પુસ્તકનો ઉત્તમ અનુવાદ તૈયાર કરી આપ્યો. એ સમયમાં અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ **રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠે** પુસ્તકના અનુવાદ માટે અનુમોદન આપ્યાથી એમને ઉપર્યુક્ત

પુસ્તકનું ભાષાંતર કરેલું. આ પુસ્તકની યોગ્ય કદર કરીને સરકારના પોલીટીકલ સેક્રેટરી **સર વીલીયમ લી વૉરનર** સાહેબે ઠરાવ બહાર પાડીને લેખકના ફતેહમંદ ભાષાંતર બદલ સંતોષ વ્યક્ત કરી રૂા. ૪૦૦નું પારિતોષિક અપાવેલું. એ પુસ્તક માટે વર્તમાનપત્રોમાં આવેલા ઉત્તમ અભિપ્રાયો ગુજરાતને જ્ઞાત છે. ડૉ. સામ્યુઅલ સ્માઇલ્સે પણ પ્રસન્ન થઈ પોતાનો ફોટો એમને મોકલી આપ્યો હતો. જે "જાતમહેનત"ના પુસ્તકમાં મૂકવામાં આવ્યો છે.

વળી એજ ગ્રંથકર્તા **ડૉ. સામ્યુઅલ સ્માઈલ્સના** "કેરેક્ટર" નામના ગ્રંથનો શ્રી. **ગણપતરામભાઈ** પાસે "સદ્વર્તન" નામે અનુવાદ કરાવી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ રૂા. ૪૦૦નું પારિતોષિક એમને આપેલું. "સદ્વર્તન"નો એમણે જે અનુવાદ કર્યો છે તેમાં એમણે પોતાના વર્તનનો અને સદ્‌ગુણોનો આબેહુબ ફોટો ઉતાર્યો છે.

આ બંને પુસ્તકોની ભાષા સાદી અને રસિક હોવાથી એ વાંચતાં અજાણ્યા માણસને તો જાણે એ સ્વતંત્ર પુસ્તકો હોય એવું માલુમ પડે છે. ગુજરાતી ભાષાના સાહિત્યમાં એ બે ગ્રંથોની પણ ઉચ્ચ ગણના એકે મતે થઇ છે. તેની આજ સુધીમાં ઘણી આવૃત્તિઓ થઈ છે. શ્રી. **ગણપતરામભાઈએ** પસંદ કરેલાં પુસ્તકો પણ તેમની પદ્ધતિ પ્રમાણે વધારેમાં વધારે ઉપકારક થાય એજ હેતુથી લખાયલાં છે. અને તેમની સાહિત્ય પ્રત્યેની ઉચ્ચ વૃત્તિ અને એમના ઉંડા અભ્યાસની આ પ્રતિતિ છે. એઓ

વર્તમાનપત્રોમાં અને માસિકોમાં વારંવાર ઉપયોગી લેખો પણ લખતા હતા. સાહિત્ય રસિકોમાં અને સાક્ષરોમાં એમનાં પુસ્તકો તથા લેખો પ્રશંસા પામ્યાં અને ત્યારથી એમની સાક્ષર વર્ગમાં ગણના થઈ.

**"દરિયાપારના દેશોની વાર્તા** અથવા **યૂરોપનું સચિત્ર વર્ણન"** નામનું પુસ્તક મિસિસ માકલેલૅન્ડની સાહાયતાથી શરૂ કરેલું તે પુરૂં કર્યું. આ પુસ્તક સચિત્ર હોવાથી પ્રત્યક્ષ પદાર્થપાઠ જેવું છે. જે બાબતો ભૂગોળના શુષ્ક અને નીરસ પાઠોમાં નથી આવતી તેવી અનેક જાણવાજોગ અને મનને બાંધી રાખે એવી બાબતોથી ભરેલું છે. યુરોપના ઘણાખરા ભાગોમાં એ વિદુષી બાઈ ફરેલાં હોવાથી નવી અને રસભરી હકીકતો તેમાં દાખલ કરવામાં આવી છે. ભાષા પણ રમુજી અને સાદી છે. ખૂબી એ છે કે પ્રત્યેક દેશનું વર્ણન પ્રથમ જામનગરની કન્યાશાળામાં ઉપલાધોરણની કન્યાઓ સમક્ષ વાંચી સંભળાવવામાં આવતું અને તેનો અનુભવ લીધા પછી તેમાં ઘટતો ફેરફાર કરીને તે પ્રેસમાં છાપવા માટે મોકલવામાં આવતું હતું. આ પુસ્તક પણ સરકારના કેળવણીખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

## ઉજ્જવળ કારકીર્દિ

સદ્‌ગતની નોકરીનું કામ જોઈને **ડબ્લ્યુ. ડીક્ષન એમ. એ.** પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે, કે "એમના નૈસર્ગિક અને પ્રાપ્ત કરેલાં કાર્યો માટે મારો ઘણો જ

ઊંચો અભિપ્રાય છે."

વળી સરકારી સર્વિસબુકમાં તા. ૫-૯-૯૦ને રોજ આસિ૦ એજ્યુ૦ ઈ૦ **રા. બ. ગોપાળજી સુરભાઈ દેશાઈ** લખે છે, કેઃ—

'એમનું કામ ઘણું જ સંતોષકારક છે, એમની ઊંડી પહોંચ અને અદ્ભુત શકિત ચકિત કરે તેવાં છે, તેમજ એઓ સૌને ઘણા જ પ્રિય છે."

## ભાવનગર યુવરાજના ટયૂટર તરીકે

ભાવનગરના સદ્ગત્ **નામદાર મહારાજા લેફ્ટેનન્ટ કર્નલ સર ભાવસિંહજી કે. સી. એસ. આઈ.** જ્યારે યુવરાજ હતા ત્યારે એઓશ્રીએ પણ પોતાના ટયૂટર તરીકે અનેક નામો પોતાની સમક્ષ રજુ થયાં, તેમાંથી શ્રી. **ગણપતરામભાઈ**-નેજ તે નામદારે પસંદ કર્યા. મહારાજા સાહેબ સગીર વયમાં મ્હૈસુરના રેસિડન્ટ **એસ. એમ. ફ્રેઝર. આઈ. સી. એસ. સી. એસ. આઈ.** ના વાલીપણા નીચે અભ્યાસ કરતા હતા, ત્યાં તેમની સાથે ધારવાડમાં ઈ. સ. ૧૮૯૦થી ઈ. સ. ૧૮૯૩ સુધીનાં ત્રણ વર્ષ શ્રી. **ગણપતરામભાઈ**ને રહેવાનું થયું. કુમારશ્રીને એમણે સંતોષજનક રીતે તૈયાર કર્યા હતા, એ દરમિયાન હિંદુસ્થાનનો પ્રવાસ કરવાની સુંદર તક પણ ના. કુમારશ્રી સાથે એમને મળેલી.

સદ્ગત્ નામદાર મહારાજા સાહેબ **સર ભાવસિં-હજી** કાઠિયાવાડમાં નમૂનેદાર, અત્યંત પ્રજાપ્રિય અને

સરકારમાં પણ પૂર્ણ પ્રતિષ્ઠા પામેલા નરેશ ગણાતા હતા. તેઓ પોતાના ગુરુ તરફ અતિ વિશેષ માનબુદ્ધિ અને પ્રેમ ધરાવતા હતા. ના. મહારાજા સાહેબની આ પ્રગતિ શ્રી. **ગણુપતરામભાઇ**ના વિપુલ જ્ઞાનભર્યા અનુપમ ચારિત્ર્યયુક્ત શિક્ષણનેજ સર્વાંશે આભારી છે એમ કહીએ તો એમાં અતિશયોક્તિ ગણાશે નહિ.

જો મારી યાદદાસ્ત મને દગો ન દેતી હોય તો મને યાદ છે ત્યાં સુધી ભાવનગરના હાલના **નામદાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી**નો નામકરણ સંસ્કાર મર્હુમ મહારાજા સાહેબે શ્રી. **ગણુપતરામભાઈ** પાસેજ કરાવ્યો હતો. સદ્‌ગત્ મહારાજા સાહેબ પ્રત્યેક નાના મોટા વ્યાવહારિક પ્રસંગે શ્રી **ગણુપતરામભાઈને** માન-પૂર્વક યાદ કરવાનું ચૂકયા નથી. આનું નામ તે **ગુરુભક્તિ !**

ઈ. સ. ૧૮૯૧ના વાર્ષિક રિપોર્ટ નં. ૨૫માં **મિ. ફ્રેઝર** લખે છે, કે શ્રી. **ગણુપતરામ એ. ત્રવાડી** સપ્ટેમ્બરમાં જોડાયા ત્યાર પહેલાં ચોમાસા દરમિયાન કુમારશ્રી ભાવસિંહજીએ પોતાના જૂના શિક્ષક સાથે થોડી ઘણી પ્રગતિ કરી હતી, પરંતુ એમણે નવા શિક્ષક સાથે ટેવાતાં થોડોક સમય કાઢયો. **મિ. ત્રવાડી** કુમારશ્રી સાથે ઘણીજ સારી રીતે હળીમળી ગયા છે. અને ગત સત્રમાં અભ્યાસની દૃષ્ટિએ સારો એવો દેખીતો પલટો થયો છે, અને તેઓ એમના પાઠયક્રમમાં ખરો આનંદ બતાવે છે, કે જેને માટેનું માન–યશ મિ. ત્રવાડીનું શિક્ષણ લઈ જાય છે. કોઈપણ સમય કરતાં છેલ્લા ત્રણ

મહિનામાં ખરેખર કુમારશ્રીએ અભ્યાસમાં ઘણો જ સારો સુધારો બતાવ્યો છે. કુમારશ્રી છેલ્લાં મારી પાસે આવ્યા બાદ એમના અંગ્રેજી નિબંધો તથા શબ્દોની જોડણીમાં ખાસ કરીને ઘણોજ ફેર પડયો છે. હવે મારે કહેવું જોઇએ કે તેમણે પાકે પાયે શરૂઆત કરી છે અને આજ સુધીમાં ખોએલી પ્રતિષ્ઠા એઓ જરૂર પાછી મેળવશે.

વળી આ જગા ઉપર જ્યાં અગાઉ ઘણાયે નિષ્ફળ ગયા છે ત્યાં ૪૬ વર્ષની ઉંમરે **મિ. ત્રવાડીને** મળેલી સફળતા જોતાં એ સંતોષ મેળવવા માટે ઘણાં કારણો મળે છે.

તા ૧૧–૨–૯૧ના હિન્દુસ્થાનના પ્રવાસ વિષેના પોતાના રિપોર્ટ નં. ૧૬માં એ સાહેબ લખે છે, કેઃ—

કુમાર **શ્રી ભાવસિંહજીના** શિક્ષક **મિ.** ગણપતરામ **અ. ત્રવાડી** એ એક ઘણા જ મદદગાર અને વિશ્વાસપાત્ર છે."

તા. ૧૭–૩–૯૨ના બીજા પ્રવાસના હેવાલમાં **મિ. એફ. બૉક્સ એ.** માં કહે છે, કે "**મિ. ત્રવાડી, કુમાર** શ્રી. **ભાવસિંહજીના** મદદનીશ શિક્ષક છે. એમની ફરજ એમણે ઘણી જ સંતોષકારક રીતે બજાવી છે."

**મિ. એસ. એમ. ફ્રેઝરના** વાર્ષિક હેવાલ નં. ૧૯ તા. ૧૬–૪–૯૨માં નોંધ છે, કેઃ—

"કુમારશ્રીએ ઘણી જ સારી પ્રગતિ કરી છે, જે જાણીને હું ઘણો જ રાજી થયો છું. મારે જે પ્રમાણે અગાઉ ટીકા કરવી પડી હતી તેમ **કુમારશ્રી ભાવસિંહજી**

ઘણા જ પાછળ પડતા વિદ્યાર્થી હતા, એકના એક પ્રાથમિક વિષયો શીખવવા માટે તેમને પ્રતિવર્ષ એકના એકજ વર્ગમાં કમનસીબે (વારંવાર શું કહેવામાં આવે છે તે મગજમાં નહિ ઉતરતું હોવાથી) રાખી મૂકવા પડતા હતા. પરંતુ ગયા વર્ષમાં તેમના ખરા કાર્ય માટેની તીવ્ર જિજ્ઞાસા જાગતી જણાઈ છે. અને સાથે સાથે પરિણામમાં સુધારો દેખાય છે. તેઓ અંગ્રેજી વાચન અને નિબંધમાં ઘણાજ અગાડી આવ્યા છે, અને અંગ્રેજીને હથોટીમાં લેવા ઘણાજ આતુર બન્યા છે.

બનેલા તાજા બનાવો માટેની તેમની યાદદાસ્ત સારી છે. પરંતુ સુંદર અને વૈવિધ્યવાળી કામ કરવાની પદ્ધતિએ તેમને ઇતિહાસ અને ભૂગોળની સારી પકડ આપી છે. આ સામાન્ય સુધારા માટે એમના મદદનીશ શિક્ષક **મિ. ગ. અ. ત્રવાડી** કે જેઓએ ઘણી જ કુશાગ્ર બુદ્ધિથી અને અંતઃકરણના પોતાના કામ માટેના આનંદથી કામ કર્યું છે અને તેથી તેઓ યશને પાત્ર છે.

તા. ૧૧-૧૨-૧૩ ફેબ્રુઆરી ૧૮૯૨એ **કર્નલ સી. વૉલેહાઉસ** એમણે **એચ. એચ. ધી મહારાજા ઑવ કોલ્હાપુર** તેમજ **બીજા કુમારોની** પરીક્ષા લઈને કરેલી ટીકાના વધારામાં લખે છે, કેઃ—

પોતાના બીજા કોઈ પણ સાગરીતો કરતાં છેલ્લા એક વર્ષમાં **કુમારશ્રી ભાવસિંહજી** ઘણાજ આગળ વધ્યા છે. સામાન્ય શિક્ષણમાં બીજાઓથી ઘણાજ ચઢિ-

ચાતા હોવાના કારણે તેમને જૂદા જ વર્ગમાં શીખવવામાં આવ્યા છે. જૂદા જૂદા વિષયોમાં એમણે ઘણી જ સારી રીતે જવાબો આપ્યા હતા, અને તેમની યાદદાસ્ત પહેલેથી જ નબળી છે એ ધ્યાનમાં રાખતાં તેઓ તથા તેમના શિક્ષક ખરે જ ધન્યવાદને પાત્ર છે. તેઓ બધી બાબતોમાં તૈયાર છે. તેમજ તેમનું વાચન અને ઉચ્ચાર ઘણાં જ સારાં છે. માત્ર ગણિત બહુ સંતોષકારક નથી.

મિ. ફ્રેઝરના છેલ્લા રિપોર્ટ નં. ૧૯ સને ૧૮૯૩માંથી:—

"+ × × અંતમાં મારે કહેવું જ પડશે કે કુમારશ્રીના શિક્ષક મિ. જી. એ. ત્રવાડી કે જેઓ એક ઘણા જ સારા અને મીલનસાર શિક્ષક હતા. શિક્ષકે એ પણ પુરવાર કર્યું છે, કે તેઓ એક ઘણા જ સાવચેત અને પોતાની જવાબદારી સમજનારા હતા. પોતાની કુમાર શ્રી પ્રત્યેની ફરજ બજાવવામાં તેમજ ઘરવખરા પ્રત્યેનું દેખરેખનું કામકાજ બજાવવામાં તેઓ ઘણાજ પ્રવીણ હતા."

× × ×

"હંમેશની જેમ મને આવા સંજોગોમાં મિ. કે. બી. ગોખલે, મિ. એચ. એચ. ગોખલે, મિ. જી. એ. ત્રવાડી, મિ. ડી. એમ. ઠાકોર વગેરેએ મને ઘણી મદદ આપી હતી. અને દરેકે પોતાની નોકરી ઉત્તમ અને સંતોષકારક રીતે બજાવી હતી."

(નં. ૫૭ તા. ૨૦–૫–૯૩ના મિ. ફ્રેઝરના ત્રીજા પ્રવાસના રિપોર્ટમાંથી.)

## પુનઃ સોરઠ પ્રાંતમાં

ઈ. સ. ૧૮૯૩થી ઈ. સ. ૧૮૯૬ સુધી સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુ૦ ઇન્સ્પેકટરની જગા પર રહીને જૂનાગઢના **નામદાર નવાબ સાહેબ સર રસુલખાનજી કે. સી. એસ. આઈ., વજીર સાહેબ શ્રી. બહાઉદ્દીનભાઈ** સી. આઈ. ઈ., **સરદાર રા. બ. બહેચરદાસ વિહારીદાસ** દેશાઈ, **નાયબ દીવાન** શ્રી. **પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા** વગેરેના ઉદાર આશ્રયથી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો રચવાનો જે ભગીરથ પ્રયત્ન કરવામાં આવ્યો તે પુસ્તકરૂપે સોરઠ સરકારને ખર્ચે પ્રકટ કરવામાં આવ્યો છે. તે પુસ્તક તથા તેની સાથેના નકશાઓ ગુજરાત મેલ ટ્રેનિંગ કૅાલેજના વિદ્વાન ને ઉત્સાહી **પ્રિન્સિપાલ** શ્રી. **માધવલાલ હરિલાલ દેશાઈ**એ જે નવાં ધોરણો રચ્યાં તે કાર્યમાં એ ઘણાં જ સાહાયભૂત થઇ પડ્યાં હતાં. કાઠિયાવાડના ઉમંગી અને વિચારશીલ એજ્યુ૦ ઈન્સ્પેકટર શ્રી. **એમ. એ. તરખડ સાહેબ**ના અધ્યક્ષપણા નીચે ત્યાંના રાજ્યપ્રતિનિધિઓ તથા ડે૦ એ૦ ઈન્સ્પેકટરોએ સને ૧૮૯૬ના મે માસમાં એક અઠવાડીઆ સુધી **વેરાવળ** મુકામે મળીને એ તમામ યોજનાને આદ્યંત તપાસી પોતાની અનુમતિ આપી છે. અને તે સંબંધી સંતોષ વ્યક્ત કર્યો છે. તે ઉપરથી શ્રી. **ગણપતરામભાઈ**નું કાર્ય સિદ્ધ અને સફળ થયું છે એમ કહી શકાય. વર્તમાનપત્રો તથા માસિકોએ પણ એ કાર્યને અનુમોદન આપી સમાજના અધ્યક્ષ, મંત્રી તથા સઘળા સાહાયકારીઓની પ્રશંસા કરી છે.

## રાજકોટ ટ્રે. કૉ.ના પ્રિન્સિપાલ તરીકે

ઈ. સ. ૧૮૯૬થી ઈ. સ. ૧૮૯૯ સુધી શ્રી ગણપતરામભાઈએ રાજકોટની મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલની જગા પર કામ કર્યું હતું. એ હોદ્દો તેમણે બીજા હોદ્દા ભોગવ્યા હતા તેના કરતાં વધારે માન ભરેલો અને પારમાર્થિક ગણી શકાય. જ્યારે **મિ. તરખડ સાહેબે** તેમને આ નવી જગા માટે તાર કરીને જૂનાગઢથી રાજકોટ બોલાવ્યા અને જણાવ્યું કે **ઍક્ટિંગ એજ્યુ૦ ઈન્સ્પેક્ટર મિ. ગીમી** કોન્ફીડેન્શ્યલ બૉક્સમાં નોંધ કરીને મૂકી ગયા છે, કે કાઠિયાવાડમેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલની જગા જ્યારે ખાલી પડે ત્યારે તેને માટે **મિ. ગણપતરામને જ** હું યોગ્ય માણસ ગણું છું. તેથી તથા તમે ભાવનગર રાજ્યમાં હતા તે વેળા તમારી ગેરહાજરીમાં પણ તમારૂં કામ મેં જોયું છે તે ઉપરથી તથા હાલની કેળવણી સમાજ માટે તમે જે અસાધારણ કામ કરેલું તે ઉપરથી કૉલેજમાં કેટલાક જરૂરી સુધારા કરવા માટે મેં તમને જ કેટલીક મુદતથી ધારી રાખેલા છે.” ઈત્યાદિ વચનો સાંભળી **શ્રી. ગ. અ. ત્રવાડીને** રૂંવે રૂંવે ઉત્સાહ વ્યાપ્યો અને ૫૦ વર્ષની ઉંમરે કેમ જાણે નવું લોહી અને નવી જુવાની આવી હોય તેવી રીતે કામ કરવા માંડયું. આ એમની જવલંત કારકીર્દિનો પ્રબળ પુરાવો નથી શું?

કૉલેજનો ચાર્જ લીધા પછી કૉલેજમાં પોતાને જે જે વર્ગમાં જે જે વિષયો શીખવવાના હોય તેની દરરોજ વર્ગ-

વાર નોંધ કરીને તૈયારી કરતા હતા. એવી તારીખવાર નોંધ બુકો એમના સંગ્રહમાં આજે પણ મોજુદ છે, તે જોતાં આશ્ચર્ય ઉપજે છે અને એમની કર્તવ્યપરાયણતાનો આપણને ખ્યાલ આવે છે. રાજકોટ કૉલેજમાં ત્યારે બે વર્ષનો જ કોર્સ હતો, એટલે ત્રીજા વર્ષના અભ્યાસ માટે રાજકોટ કૉલેજના વિદ્યાર્થીઓ અમદાવાદની પ્રે. રા. ટ્રે. કૉલેજમાં આવતા ને હોપ મેડલની તીવ્ર હરિફાઈમાં કૉલેજના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ સાથે ઊતરતા. તેમજ જે મેડલ રાજકોટના સ્કોલરોના હાથમાંથી કેટલાંયે વર્ષથી છટકી જતો હતો તે તેઓ પાછો મેળવવા લાગ્યા. રાજકોટમાં રહી ત્યાંની લેંગ લાયબ્રેરીના ઑનરરી સેક્રેટરીનું કામ પુનઃ જૂનાગઢ જતા સુધી માનપાન સાથે કર્યું હતું. તેમજ દુકાળ કમિટિના સેક્રેટરીનું કામ પણ એમણે સ્વીકાર્યું હતું. કૉલેજના પ્રિન્સિપાલ તરીકે વિદ્યાર્થીઓનો તથા શિક્ષક સમૂદાયનો સારો પ્રેમ એમણે સંપાદન કર્યો હતો.

કાઠિયાવાડની રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલના હોદ્દા પર શ્રી.**ગણપતરામભાઈ** તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૮૯૯ સુધીનાં ત્રણ વર્ષ હતા તે સમયમાં તેમના કામના સંબંધમાં **એજ્યુ૦ ઈન્સ્પેક્ટર મિ. એમ. એ. તરખડ** એફ. જી. એસ. પોતાના છપાયલા વાર્ષિક રિપોર્ટમાં પૃષ્ઠ ૫૧ થી ૫૩ સુધીમાં લખે છે, કેઃ—

"**શ્રી.** ગણપતરામ પ્રિન્સિપાલની જગ્યાએ આવ્યા પછી વિદ્યાર્થીઓના શિસ્ત અને જમવાની વ્યવસ્થામાં મોટો સુધારો

માલમ પડયો હતો. રા. સા. ગણપતરામ અ. ત્રવાડીના સમય દરમિયાન કૉલેજને જે જે લાભો મળ્યા તે બધા ગણાવવા બેસું તો બહુ જ લંબાણ થાય. મારે તો ટુંકમાં એટલું જ કહેવાનું છે, કે તેઓ જેટલો સમય પ્રિન્સિપાલ તરીકે રહ્યા તે દરમ્યાન કૉલેજનાં રૂપરંગ ઘણી જ ઉંચી કક્ષાએ પહોંચ્યાં હતાં. તેમજ સ્કોલરોની શારીરિક તંદુરસ્તી પાછળ પણ સારી કાળજી લેવાયલી માલમ પડી છે. તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે જણાવું છું કે અમદાવાદ કૉલેજના ત્રીજા વર્ષમાં ભણતા વિદ્યાર્થીઓમાં **તંદુરસ્તીનો મેડલ** રાજકોટની કૉલેજના એક વિદ્યાર્થીને મળ્યો હતો. મારા હાથ નીચેના માણસોમાંથી આવા ઘણા જ લાયક **શ્રી ગણપતરામભાઈ**ને જૂનાગઢના વિદ્યાધિકારી તરીકે જતા જોઇને મને દુઃખ થાય છે. રિપોર્ટના વર્ષ દરમિયાન રાજકોટ કૉલેજમાંથી ૯ સેકન્ડ ઇયર સ્કોલરોને થર્ડઇયર થવા સારૂ અમદાવાદ ટ્રે. કો.માં મોકલવામાં આવ્યા તે પૈકી ૮ સ્કોલરો ગુણાનુક્રમે પહેલા વર્ગમાં આવ્યા હતા. તેમાં **મિ. જટાશંકર ત્રવાડીએ** તો સૌથી વધુ માર્ક મેળવી હોપમેડલ પણ મેળવ્યો હતો ખરેખર આ રાજકોટ કૉલેજ માટે **"બ્લ્યુપટી"** કહી શકાય.

બીજા વર્ષના વર્ગમાં ૨૩ વિદ્યાર્થીઓમાંથી ૨૨ વિદ્યાર્થીઓ પાસ થયા. જેમાંના ૧૪ પ્રથમ શ્રેણિમાં ને ૮ બીજી શ્રેણિમાં આવ્યા હતા.

પહેલા વર્ગમાં ૨૮ વિદ્યાર્થીઓ પૈકી ૨૭ પાસ થયા હતા. એ વર્ગમાં શ્રેણિનો ભેદ નથી.

આ ઉપરથી કૉલેજે એક ઘણુંજ યશસ્વી વર્ષ પસાર કર્યું એમ કહી શકાય.

કૉલેજમાં શારીરિક તંદુરસ્તી માટે ઘણીજ કાળજી લેવાય છે. વિદ્યાર્થીઓનું દર મહીને વજન કરાવી આરોગ્ય રક્ષણ માટે સામા-

ન્ય ચિકિત્સા થાય છે, ખોરાકમાં સાવચેતી રખાય છે અને આંખને નુકસાન કરે એવી લાઇટમાં વિદ્યાર્થીઓને વાંચવા દેવામાં આવતા નથી."

× × ×

## સોરઠના વિદ્યાધિકારીપદે

કાઠિયાવાડના પહેલા અને બીજા વર્ગના રાજ્યોએ પોતપોતાની શાળાઓના શિક્ષણ પરીક્ષણાદિ વ્યવસ્થા ચલાવવાની સંપૂર્ણ સત્તા સરકારની સંમતિથી પોતાના હાથમાં લેતાં એ દ્વીપકલ્પના પ્રથમ પંક્તિના **જૂનાગઢ રાજ્યે** પોતાને ત્યાં તેની સુદૃઢ સ્થિતિ બાંધવાના શુભ હેતુથી તેવી યોજના ઘડી અમલમાં મૂકવા મુંબઈ સરકાર પાસેથી શ્રી. **ગણપતરામભાઈની** નોકરી ધીરવાની માગણી કરી તેને સરકારે મંજુર કરી; પણ રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં એમની તાજી જ નીમણૂક થયેલી અને કૉલેજને સુવ્યવસ્થિત કરવાની ઘણી જરૂર લાગવાથી **મિ. તરખડ સાહેબે** તે કામ છોડીને જવાની નામરજી બતાવી. અને તેથી શ્રી. **ગણપતરામભાઈએ** જૂનાગઢ રાજ્યની કદરદાની માટે તથા મુંબઈ સરકારે મંજુરી આપી તે માટે ઉભયનો ઉપકાર માની નવી જગા ઉર જવાની ના લખી જણાવી.

એ પ્રકરણ અંગે તા. ૧૬–૭–૯૭ નં. ૧૦૧૭થી ડે. એ. ઈ. લખે છે કે:—

"**રા. સા.** ગણપતરામ **અ.** ત્રવાડી મેલ ટ્રે. કૉ.ના પ્રિન્સિપાલની જગા માટે બધી જ રીતે લાયક છે, અને તેમને ઘણી જ અભિલાષાઓ છે, ને જો તેઓને રાજકોટ કૉલેજના

મુખ્ય આચાર્ય તરીકે કાયમ રાખવામાં આવે તો કૉલેજના ઘણા જ લાભમાં તેઓ રહેશે અને તેને લઈને આખા ઇલાકાના પ્રાથમિક શિક્ષણને અને શિક્ષકોને પણ ઘણો જ ફાયદો થશે. જો એમને જૂનાગઢ જવા દેવામાં આવશે તો આ બધી આશાઓ ઉપર પાણી ફરી વળશે."

તે પછી બે વર્ષ બાદ જૂનાગઢ રાજ્યના સુજ્ઞ મંત્રી મંડળે ફરીથી શ્રી. **ગણપતરામભાઈની** માગણી કરી. ત્યારે એજ્યુ૦ ઈન્સ્પેકટર **મિ. તરખડ** સાહેબે **કર્નલ જે. એમ. હન્ટર** (પોલીટીકલ એજંટ કાઠિયાવાડ) ને લખેલું કેઃ—

"જૂનાગઢના દીવાન સાહેબ તરફથી **રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડીને** અહીંથી બદલી ત્યાંના એજ્યુ૦ ઈન્સ્પેકટર બનાવવા માટેનો આવેલો કાગળ તમોને મોકલતાં હું એમ માનપૂર્વક કહેવાની રજા લઉં છું, કે સ્ટેટે પોતાનો નિર્ણય એક ઘણા જ ઉત્તમ અધિકારી ઉપર ઉતાર્યો છે. અને હું એમ ઇચ્છું છું કે એ પ્રમાણે થાય. **રા. સા. ગણપતરામે** ઈ. સ. ૧૮૬૫માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી ને ત્યારથી આજસુધીનો બધો સમય તેમણે શિક્ષણવિભાગમાં જ કાઢ્યો છે. ભરૂચથી ઇ. સ. ૧૮૭૬માં એમની નોકરી કાઠિયાવાડમાં લેવાઈ, પણ જો તેઓ તે જિલ્લામાં રહ્યા હોત તો રૂ. ૨૦૦થી ૨૫૦ સુધીના પગારના ડે. એ. ઈન્સ્પે૦ હોત. સને ૧૮૯૦માં સરકારની મંજુરીથી તેમને ભાવનગરના કુમારશ્રી ભાવસિંહજીના મદદનીશ તરીકે મોકલવામાં આવ્યા હતા. તે સમય દરમિયાન તેમને રૂ. ૨૦૦ પગાર અને રૂ. ૬૦ ભથ્થું મળી કુલ ૨૬૦ રૂ. મળતા હતા. ત્યાં ઇ. સ. ૧૮૯૩ના સપ્ટેમ્બર સુધી માનપૂર્વક નોકરી કરીને પાછા જૂની જગાએ આવી ગયા.

આ બધું લક્ષમાં લેતાં તેમજ એમની શક્તિ અને વિદ્વત્તા જોતાં હું નથી ધારતો કે જૂનાગઢ સ્ટેઈટે આપવા ઇચ્છેલા માસિક રૂ. ૨૦૦ કોઇપણ રીતે વધારે છે. ઉલટું હું તો એમ ધારૂં છું કે તેઓ આ કરતાં પણ વધારે મેળવવાને લાયક છે. જો કે રા. સા. ગણપતરામની સેવાઓ ખોતાં મને દુઃખ થાય છે, છતાં આપણા વિભાગમાં વધુ પગાર આપવાની આશા નહિ હોવાથી તેમને વધુ પગાર મેળવવાની મળેલી તક માટે મને ખરેખર આનંદ થાય છે. જૂનાગઢે એમને રૂ. ૨૦૦ માસિક પગાર આપવાની ઇચ્છા બતાવી છે. હાલ તરત એમને રૂ. ૧૨૫ પગાર અને રૂ. ૩૫ ભત્થાના મળે છે. ઉપરાંત રૂ. ૧૦-૮-૮ પેન્શન-ફાળા તરીકે મળે છે.

× × ×

જો આ પ્રમાણે કરવામાં તમે રાજી હો તો આપની મંજુરી મને જેમ બને તેમ જલદી લખી મોકલશો. કારણ કે જૂનાગઢના દીવાન એમને મેળવવા માટે ઘણા જ ઉત્સુક છે.

**મિ. ત્રવાડી** એક ઘણાજ જાણીતા અને ઉચ્ચ શ્રેણિના ગુજરાતી સ્કોલરોમાંના એક છે. કાળજી રાખનાર પરીક્ષક તેમજ ચિંતનીય શિક્ષક છે. એક હાથ નીચેના માણસ છતાં એમને માટે મારો ઘણો જ ઉંચો અભિપ્રાય છે. અને તેઓ નવી જગા માટે સંપૂર્ણ રીતે લાયક છે.

લિ. હું છું આપનો

(સહી) **એમ. એ. તરખડ**

નામદાર સરકારે ફરીથી મંજુરી આપતાં રૂ. ૨૫૦ના દરમાયાથી જૂનાગઢ રાજ્યના કેળવણીખાતાના ઉપરી અધિકારી (એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર) તરીકે સને ૧૮૯૯માં

**શ્રી. ગણુપતરામભાઈ** ગયા. અને ત્યાં બે વર્ષ સુધી અધિકારીઓના ઉત્તમ અભિપ્રાય સંપાદન કરવા સાથે પ્રશંસનીય કામ કરી નિવૃત્ત થવાની લાંબી મુદતની ઉમેદ હતી તે પાર પાડવાના હેતુથી બે વર્ષની ફર્લો રજા લઈને ૩૬ વર્ષની નોકરી પછી સને ૧૯૦૧ના ડિસેંબરમાં સ્વભૂમિ સુરતમાં તેઓ આવ્યા અને તે રજા પુરી થતાં સને ૧૯૦૩ની આખરથી ૫૩ વર્ષની વયે પેન્શન પર ઉતર્યા. એક સામાન્ય શિક્ષકની નોકરીથી શરૂઆત કરી સ્વાશ્રયથી એઓ ક્રમેક્રમે શિક્ષક તૈયાર કરનારી કૉલેજના પ્રિન્સિપાલના દરજ્જા સુધી પહોંચ્યા હતા.

## ગુણદર્શન

સદ્દગત્ **ગણુપતરામભાઈના** જાહેર જીવનની ઉપરની હકીકતો સાથે તેમના ગુણોનું સંક્ષિપ્ત વર્ણન પણ આપવું ઊચિત લેખાશે.

**શ્રી ગણુપતરામભાઈ** નાનપણથી જ ઉદ્યોગી અને નિયમિત જીવન ગાળવાનું શીખ્યા હતા. અને તેમની એ ટેવ છેક વૃદ્ધ ઉંમરે અને કેવળ શાંત જીવન ગાળતાં છતાં પણ તેવી જ હતી. તેમને કોઈ ઓચિંતા જુએ તો તેઓ કોઈ પણ નાની મોટી પ્રવૃત્તિમાં મશગુલ જ દેખાય. તેમના જીવનની યશસ્વી સફળતા આપણે જોઈએ છીએ તેનાં મુખ્ય કારણો તેમનો ઉદ્યોગી સ્વભાવ અને સમયપાલકતા હતાં તેમની રીતભાત અંગ્રેજ ગૃહસ્થને આબેહુબ મળતી હતી. તેઓ જેટલા ઉદ્યોગી હતા તેટલાજ

મિતાહારી પણ હતા. અતિ વૃદ્ધાવસ્થામાં પણ તેમનું આરોગ્ય સંતોષકારક હતું. એ તેમના જિંદગીભરના નિયમિતપણાનું જ પરિણામ છે. એ સુંદર ટેવને લીધેજ ઉપર્યુક્ત સાહિત્ય પ્રવૃત્તિ, સરકારી નોકરીમાં સખત કામકાજ તથા અંગ્રેજી ગુજરાતી અનેક પુસ્તકોનું મનનપૂર્વક વાચન તેઓ કરી શકયા હતા.

તેમના અનેકવિધ અનુભવોથી તેમનો દૃઢ અભિપ્રાય બંધાયો હતો, કે કોઇપણ વ્યક્તિ, સમાજ, જ્ઞાતિ કે દેશની ઉન્નતિ ફક્ત કેળવણીથીજ થાય છે. તેમણે એક સ્થળે પોતાના ભાષણમાં કહ્યું હતું, કે "મારી અલ્પમતિ, મારો અલ્પ અનુભવ, મારૂં અલ્પવાચન અને અવલોકન પ્રમાણે આપણી ગયેલી સ્થિતિ–સુખસમૃદ્ધિ, અને પ્રતિષ્ઠા–પાછી મેળવવાનો રામબાણ ઉપાય એક જ છે અને તે કેળવણી છે. સુજ્ઞ ગૃહસ્થો! મને ભાર દઈને કહેવા દેશો કે આપે કુલીન કહેવડાવવું હોય તો કેળવણી લો, આપે વિદ્વાન કહેવડાવવું હોય તો કેળવણી લો, આપે પ્રતિષ્ઠાવાન કહેવડાવવું હોય તો કેળવણી લો, સુખસમૃદ્ધિ પાછી મેળવવી હોય તો કેળવણી લો, આપણી તમામ પ્રકારની ઉન્નતિ માટે કેળવણી, કેળવણી ને કેળવણી એક જ ઉપાય છે. કેળવણી કલ્પવૃક્ષ છે, કેળવણી કામધેનુ છે ને કેળવણી જ સંજીવની બુટ્ટી છે. કેળવણી જ સર્વ પ્રકારના સુધારાનું મૂળ છે, આગળ વધવાનું સંગીન સાધન છે. **માર્ટિન લ્યૂથર** નામના એક લેખકે કહ્યું છે, કે કોઈ

દેશની મહત્વતા, મજબુતાઇ, તેની અઢળક ઉપજ, મજબુત કિલ્લેબંધી, કે સુંદર ભવ્ય મકાનોમાં સમાયલી નથી; પણ તેના કેળવાયલા વર્ગ તથા કાર્યનિપૂણ અને રાજકીય મહાપુરુષોને અવલંબીને છે." આ વિચારને લીધે જ તેમણે કેળવણીની ઉન્નતિ અર્થે બનતી સર્વ પ્રકારની મદદ આપી છે. વળી પોતાની ઔદીચ્ય જ્ઞાતિની ઉન્નતિમાં પણ પોતાના તન મન અને ધનનો જે ભોગ આપ્યો છે તે ઔદીચ્ય કોમના ઈતિહાસમાં સદાને માટે સુવર્ણાક્ષરે નોંધાઈ રહેશે. એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ નથી.

તેમની ધાર્મિક શ્રદ્ધા, અંગ્રેજી કેળવણી પામેલાઓમાંના ઘણાને અવશ્ય અનુકરણીય છે. તે શ્રદ્ધા તેઓ હંમેશાં **કવિ નર્મદ** સાથે બેસવાવાળા છતાં યુવાવસ્થામાં પણ શિથિલ થઇ નથી. એટલું જ નહિ પણ એ શ્રધ્ધાએ ધર્માંધતાનું રૂપ કદી લીધું નથી. અને તેથી જ તે વધુ પ્રશંસાને પાત્ર છે. તેમને બે પત્ની હોવા છતાં કંઇ પણ સંતાન ન હતું તોપણ ધર્મતત્ત્વોના ઉંડા સંસ્કારને લીધે તેમજ આશ્ચર્યકારક મનોબળથી તે સ્થિતિમાં જ પોતે સુખ માનતા હતા અને એક સાચા વિરક્ત માણસની જેમ કેવળ શાંત અને નિર્મળ જીવન એમણે ગુજાર્યું છે.

તેમની રહેણી સાદી હતી. આબાલવૃદ્ધ સૌની સાથે સર્વ પ્રસંગમાં સમયાનુકૂલ વર્તનથી સર્વને પ્રિય થાય એવી રીતે તેઓ જોડાઈ જતા હતા. તેમની સાથે વાર્તાલાપ કરવો એ સામાન્ય માણસને તો તેટલો સમય

એક વિદ્વાન ગુરુ પાસેથી શિક્ષણ લેવા બરાબર હતું.

સરળ પ્રાસાદિક ભાષા તથા સુંદર શૈલી તેમજ ઠરેલ વિચારોને લીધે ઘણાને એમનાં પુસ્તકો અને લેખો આદરણીય જણાયાં છે.

તેમના પ્રામાણિકપણાના સંબંધમાં તો જેટલું કહીએ તેટલું થોડું છે. વાણી અને વર્તનની એકતા હાલના સમયમાં જવલ્લે જ જોવામાં આવે છે, પણ શ્રી. **ગણપત-રામભાઈએ** "સદ્વર્તન" લખીને ખરેખર જ પોતાનું આખું જીવન પણ સદ્વર્તનમય જ ગાળ્યું છે. સામાન્ય વ્યવહારમાં પણ પ્રસંગોપાત તેમના સંબંધમાં આવનારને તેમનો પ્રામાણિકપણાનો ગુણ પ્રત્યક્ષપણે જણાઈ આવતો હતો. સુરતમાં અને બહાર તેમના પરિચિત વર્ગમાં તેઓ જે માનવંતો ઉચ્ચ દરજ્જો ધરાવતા હતા તે તેમના જ્ઞાન ઉપરાંત તેમના પ્રામાણિકપણાને પણ વિશેષે કરીને આભારી હતો. તેઓ અત્યંત સરળ, નિખાલસ, મીલનસાર અને પૂર્ણ પ્રામાણિક હતા. સુરતની દરેક નાનીમોટી જાહેર પ્રવૃત્તિમાં તેઓ ભાગ લેતા અને સુરતના હિંદુ, મુસલમાન, પારસી આદિ સર્વ વર્ગમાં સરખી જ પ્રતિષ્ઠા પામેલા હતા.

એક વિદ્વાને એક સ્થળે લખ્યું છે, કે મોટા પુરુષો કદી પણ પોતાના દેશમાં સન્માન પામતા નથી. ક્રાઈસ્ટને પેલેસ્ટાઈનમાં શૂળીપર ચઢવું પડયું હતું, મહંમદ પેગંબરને મક્કાથી મદીના નાસી જવું પડયું હતું, શ્રીમદ્ શંકરા-ચાર્યજીને પોતાનાં માતુશ્રીને અગ્નિદાહ કરવાને તેમના

ન્યાતીલાઓએ અગ્નિ આપ્યો નહોતો, આના તો અનેક દાખલાઓ મળી શકશે કે મોટા માણસો પોતાના દેશમાં-પોતાની જન્મભૂમિમાં માન પામતા નથી; પણ **શ્રી ગણુ-પતરામભાઈ**ને તો તેમની ન્યાતે સન્માન્યા અને તેમના વતને પણ સન્માન્યા છે તથા નામદાર સરકારે પણ સન્માન્યા છે.

કેળવણી ખાતાની હોપ વાચનમાળાની આવૃત્તિ સુધારવામાં આવી તે કામમાં એજ્યુ૦ ઈ૦ **રા૦ બ૦ જયિ-યતરામ ગૌરીશંકર શાસ્ત્રી** બી. એ. એ એમને છઠ્ઠી ચોપડીના ચાલીસેક પાઠ રચવાનું કામ સોંપ્યું હતું. એ વાચનમાળાના કામમાં જે જે વિદ્વાનોને રોકયા હતા તેમાં સૌથી અધિક પારિતોષિક એમને આપવામાં આવ્યું હતું. એ કામ બહુ સંતોષકારક નીવડતાં મુંબઈ સરકારે એમનો ઉપકાર માન્યો હતો.

## ધાર્મિક જીવન

**શ્રી. ગણુપતરામભાઇના** ધાર્મિક જીવન સંબંધી પણ થોડો ઉલ્લેખ કરવાની મારી જિજ્ઞાસા હું રોકી શકતો નથી. એમના સંબંધમાં **પૂજ્યપાદ મહાત્મા શ્રી નથુરામ શર્મા આનંદાશ્રમ**ના મુમુક્ષુમંડળના અગ્રણી અને એ સંસ્થાના જનરલ ટ્રસ્ટીમંડળના તથા વ્યવસ્થાપક મંડળના સભ્ય **શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા** (વાનપ્રસ્થ ડેપ્યુટી એજ્યુ૦ ઈન્સ્પેકટર જૂનાગઢ) **શ્રીનાથચરિતામૃત**ના પ્રથમ પ્રવાહમાં લખે છે, કેઃ-

"**શ્રી. ગણપતરામભાઇ** માંગરોળની શાળાની પરીક્ષા માટે આવેલા ત્યારે પોતે **મહારાજ શ્રી નાથુરામશર્માજી** પાસે આવ્યા હતા. અને તત્ત્વજ્ઞાન સંબંધી અંગ્રેજી પુસ્તકમાંથી **મહાત્માશ્રી** પાસે શંકા નિવેદન કરતાં પૂજ્યપાદ મહાત્માશ્રીએ તે શંકાઓનું સમાધાન સુંદર રીતે કર્યું હતું, તે ઉપરથી મહાત્માશ્રીના જ્ઞાન અને અગાધ શક્તિ માટે **શ્રી. ગણપતરામભાઈનો** અતિ ઉંચો ખ્યાલ બંધાયો હતો. અને તેઓ પ્રસંગોપાત મારી આગળ મહાત્માશ્રીની બહુ પ્રશંસા કરતા. થોડા સમય પહેલાં મહાત્માશ્રી એમના તાબાના એક શિક્ષક હતા, છતાં જરા પણ અભિમાન કે સંકોચ રાખ્યા વિના જિજ્ઞાસુ ભાવથી મહાત્માશ્રી પાસે જઇ શંકાસમાધાન મેળવતા. વળી મહાત્માશ્રી એમના તાબાના શિક્ષક હતા ત્યારે પણ મહાત્માશ્રીની વિદ્વત્તા અને ધર્મજ્ઞાન માટે પોતાના હૃદય પર ઉત્તમ છાપ પડતાં તેઓશ્રી તરફ બહુ જ પ્રેમભાવથી એઓ જોતા હતા.*

× × ×

મહાત્માશ્રીના જ્ઞાનનો લાભ તેઓ ઘણીવાર લેતા. મુચકંદગુહા, પોરબંદર, કુતિયાણા વગેરે સ્થળે જ્યાં જ્યાં મહાત્મા શ્રી વિરાજતા હોય ત્યાં ત્યાં કામગીરી માટે જવું થતાં પ્રવાસ દરમિયાન દર્શન સત્સંગનો લાભ લેવાનું તેઓ ચૂકતા નહિ. કાર્તિકી ને આષાઢી પૂર્ણિમાના મહોત્સવ પર તેઓ બીલખા આનંદાશ્રમમાં આવતા."

* રા. સા. કહેતા કે મહાત્માશ્રી શિક્ષક હતા ત્યારથી જ હું તેમનામાં કોઈ અલૌકિક પ્રકાશ જોઇ રહ્યો હતો, અને તાબાના માણસ હોવા છતાં હું તેમની સાથે ખાનગી પત્રવ્યવહાર રાખતો હતો ને ઉત્તરોત્તર મારી એમને માટેની માનની લાગણી વધતી જતી હતી.

× × ×

પૂજ્યપાદ ગુરુ મહારાજ પ્રતિ તેઓ હંમેશાં અતિ નમ્ર હતા. તેઓ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે અન્ય શિષ્યોની પેઠે જ તેઓશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં કદી સંકોચાતા નહિ.

**શ્રી. ગણપતરામભાઈ** સત્યશોધક તથા સત્યના પૂજક હતા. લાંબા સમય સુધી **મહાત્માશ્રી નથુરામ શર્માજી**ની સ્થિતિ અને પ્રવૃત્તિનું વિવિધ રીતે અવલોકન કર્યા પછી તેમજ વિવિધ સ્થળે ને વિવિધ સમયે મહાત્માશ્રીનો સત્સંગ સેવ્યા પછી તેમણે પોતે પ્રિન્સિપાલના પદ પર હતા ત્યારે સં. ૧૯૫૪માં રાજકોટમાં પોતાના નિવાસસ્થાન પર **પૂજ્યપાદ મહાત્માશ્રી**ની પધરામણી કરી પૂજનઅર્ચન કર્યા બાદ **દીક્ષા** લીધી હતી.

પૂજ્યપાદ **ગુરુ મહારાજ શ્રી નથુરામ શર્મા આચાર્યજીને** એમણે સુરતમાં પોતાને ત્યાં ઘણીવાર પધરાવ્યા છે, તેમાં એક વાર તો આખો ચાતુર્માસ પોતાને ત્યાં કરાવ્યો હતો ને એકવાર લગભગ એક મહીના સુધી સ્થિતિ કરાવી હતી.

મહાત્માશ્રી પ્રતિ અનન્ય શિષ્યભાવે–પ્રેમ ભાવે તથા બહુ જ પૂજ્યભાવે તેઓ વર્તતા. તેઓ સદાગ્રહથી સનાતન ધર્મનું પાલન કરતા. સં. ૧૯૬૨નું ચાતુર્માસ તેમણે બીલખા આનંદાશ્રમમાં **ગુરુ મહારાજની** પાવન સેવામાં કર્યું હતું. ગીતા, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર ઈત્યાદિનો તેઓશ્રી પાસે એઓ અભ્યાસ કરતા.

એમણે એક સ્થળે મુક્તકંઠે કહેલું કે **"એક સમય**

**એવો હતો કે મને એઓ (ગુરુમહારાજ) સલામ કરતા અને અત્યારે હું તેઓશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. પ્રભુની શી લીલા છે! શો ચમત્કાર છે!!"** આ દાખલો એક જ અને અજોડ છે. મહાત્માશ્રીનું યોગનિષ્ઠ, જીવન, તેઓશ્રીના લેખ–પુસ્તકો અને તેમાં વિશેષે કરીને "ઉપદેશ ગ્રંથાવલિ" અને વેદાંતને લગતાં અન્ય પુસ્તકો આદિ જોઈને એઓ મુગ્ધ થઈ ગયા હતા.

× × ×

સંધ્યાદિ નિત્યકર્મ ઉપર **શ્રી. ગણપતરામભાઇને** બહુ શ્રદ્ધા પ્રકટી હતી. પોતે હંમેશાં ત્રિકાળ સંધ્યા કરતા. તેમના શીરસ્તેદાર એકવાર સવારમાં નવેક વાગે કેટલાક સરકારી કાગળો પર સહી લેવા આવેલા. તેમને એમણે પૂછયું, કે કાં? સંધ્યા કરીને આવ્યા છો કે? પ્રત્યુત્તરમાં શીરસ્તેદારે નમ્રતા યુક્ત સ્વરે કહ્યું ના સાહેબ, નાહ્યા પછી જમતા સુધીમાં સોળે રહેવું પડે એટલે હું મોડો નાહું છું. ને ત્યારે જ સંધ્યા કરી લઉં છું. પ્રત્યુત્તરમાં રા. સા. એ કહ્યું અરે! સંધ્યા માટે નહાવાનું કે જમવા માટે નહાવાનું? સવારમાં સંધ્યા કરવાની મઝા તો જૂઓ!

× × ×

**શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા** પોતાના એક પત્રમાં લખે છે, કેઃ—

"મેં તેમના તાબામાં ઘણો સમય નોકરી કરી છે. એટલે તેમનો મને જાતિ અનુભવ છે. એઓ બહુ ઉદ્યોગી, સૂક્ષ્મ બુદ્ધિવાળા અને વિદ્વાન પુરુષ હતા. એમનું વાચન અને સામાન્ય જ્ઞાન વિશાળ હતું.

× × ×

"રા. સા. પરીક્ષક તરીકે પણ કાર્યકુશળ અને બહુ કડક અમલદાર ગણાતા. પણ કોઈને ખોટું નુકસાન કર્યું નથી. એમનામાં ચાલાકી બહુ હતી. મોટી શાળામાં સાત ધોરણોની સાથે પરીક્ષા લેવા માંડે પણ કોઈની મગદૂર નથી કે કોઈ કૉપિ કરવા પામે. પરીક્ષા લેતાં લેતાં ભૂલોની ટીકા પણ કરતા જાય. મહેતાજીઓ તેમનાથી ધ્રજતા. એવો તેમનો પ્રતાપ હતો પણ ભાવનગરયુવરાજશ્રીના ટ્યૂટર તરીકે જઈ આવ્યા પછી ઘણા શાંત થઇ ગયેલા.

રાત્રે નવ વાગે શયન કરી મળસ્કે ચાર વાગે ઊઠી સ્નાનસંધ્યા કરી સૂર્યોદય પહેલાં તેઓ ફરવા નીકળતા. ફરવા જતા તે પણ થોડું નહિ, લગભગ ત્રણ માઈલ સુધી ચાલ્યા જાય. (સુરતમાં પણ લાઈન્સમાં કે બીજે સ્થળે સવારે કે સાંજે ફરવા નીકળતા ત્યારે દરવાજા બહાર સુધી ઘરની ઘોડાગાડીમાં જતા ને ત્યાંથી બેત્રણ માઈલ હંમેશાં પગે ચાલીને ફરતા.) ફરી આવીને તાજે મગજે લખવા બેસતા. લખવાનું કામ બહુ ઝડપથી કરતા. કામમાં એકતાન થઈ જવાનો એમનો સ્વભાવ હતો. પેશાબ–પાણીની હાજત બહુ ઓછી હતી. પરીક્ષાનું કામ પાંચ છ કલાક ચાલે પણ વચમાં કોઈવાર લઘુશંકા કરવા ગયા હોય એવું મને સ્મરણ નથી.

શિક્ષકો તરફથી કંઈ પણ સેવા એઓ સ્વીકારતા નહિ. એકવાર એમના હેડ ક્લાર્ક લાયબ્રેરી તપાસવા મારી સ્કૂલમાં કુતિયાણે આવેલા તેમની પાસે મેં પાનસોપારીની તાસક મૂકેલી. અમે જરા વાતચીત કરીએ છીએ ત્યાં તો રા. સા. અચાનક પરીક્ષા લેવા માટે નીકળી આવ્યા. એટલે હેડ કલાર્ક ઊઠીને ભાગ્યા ને પાનસોપારીની તાસક મારે ટેબલ પરથી લઈ લેવી પડી. એક એલચી સરખી પણ તેમની પાસે હું મૂકી ન શકયો. એઓ મજાક કરતાં બોલ્યા, કાં? કાં? મને નથી આપવું? હું શરમાણો ને બોલ્યો, કે અમે સરખે સરખા કહેવાઈએ માટે મેં એમના આગળ પાનસોપારી મૂકેલાં. આવો એમનો પ્રતાપ હતો!

પરીક્ષકનું કામ કરતા છતાં પણ તુમારો એઓ પોતાને હાથેજ લખતા. ઉત્તરો ટુંકા અને અર્થભરિત લખતા. જોડણીનો આગ્રહ વિશેષ રાખતા.

કુતિયાણાની પાસેના એક ગામડાના મહેતાજીએ નિશાળની પરીક્ષા થઈ ગયા પછી એક માસની હક રજા માગવાની તથા ભાદરકાંઠાના ગામનાં હવાપાણી માફક ન આવવાથી બીજે ગામે બદલી કરવાની અરજી કરી જવાબ માટે રિવાજ મુજબ ટિકિટ મૂકેલી. તેના પ્રત્યુત્તરમાં એમણે નીચે પ્રમાણે લખેલું:

જવાબ:—

(૧) "પરીક્ષા" શબ્દમાં તમે રિ હ્રસ્વ કર્યો છે તો તમે ભણ્યા શું?

(૨) ભાદરકાંઠાનાં હવાપાણી ખરાબ હોય એ માનવા-યોગ્ય નથી.

(૩) રજા નામંજુર.

(૪) ટિકિટ કવર પર.

ચોક્કસ કામ કરવાની ટેવથી એઓ કેળવણીખાતાના અમલદારોમાં બહુ વખણાતા. જૂનાગઢ સ્ટેટના કેળવણી-ખાતાના વડા તરીકે તેઓ હતા, તે સમયમાં નિશાળમાં ચાલતા વિષયોની છાપેલી નોટો (ગાઈડો) ચલાવવાની મનાઈ હતી. એક નિશાળના માસ્તરે તેવી ગાઈડ ચલા-વેલી જણાઈ. તે માસ્તરના પુત્ર જૂનાગઢ કૉલેજમાં પ્રોફે-સર હતા છતાં તેમનો એ ગુહ્નના બદલ આઠ રૂપિયા દંડ કર્યો હતો.

નીતિશિક્ષણનો એઓ બહુ આગ્રહ રાખતા. મારી પોતાની નિશાળના બે નાની ઉંમરના આસિસ્ટંટોએ પરસ્પર બોલાચાલી પરથી ગાળાગાળી કરી, મેં અગાઉ ઘણી વાર એમ ન કરવા એમને સૂચના આપેલી, છતાં તેઓ તેનો અમલ કરતા નહિ, એટલે મેં એ વેળા રિપોર્ટ કર્યો. મેં જાણ્યું ચાર ચાર આના દંડ થઈ આવશે અથવા તાકીદ અપાશે એટલે કુટેવ છોડશે. પણ જવાબમાં તે બંને શિક્ષકોને બરતરફ કરવાનું લખાઈ આવ્યું! આથી મારે તેઓ સાહેબની રૂબરૂ જૂનાગઢ જવું પડયું અને આગ્ર-હપૂર્વક વિનતિ કરી તેમને ચાલુ રાખવાનો હુકમ લખાવી લાવ્યો.

એમની પરીક્ષા બહુ આકરી ગણાતી. કામ અને કામ કરનાર શિક્ષક તેમને બહુ પ્રિય હતા. એક શિક્ષકને તો તે સાહેબ "કર્તવ્ય રસિક" એવું વિશેષણ પત્રમાં લખતા. જ્યાંત્યાંથી જ્ઞાન મેળવવાનો એમને બહુ શોખ હતો. વાત કરવાની પણ ભારે ચાલાકી હતી. ઝીણીઝીણી વાતો પૂછીને સામા ધણી પર પોતાનો પ્રતાપ પાડતા. પ્રસંગોપાત હાસ્યવિનોદ કરવાનો સ્વભાવ પણ ખરો."

સં. ૧૯૬૯માં શ્રી ભારત વર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજનું દશમું સંમેલન સુરતમાં પોતાના ખર્ચે કર્યું. અને તેની પૂર્ણાહુતિને બીજે દિવસે સુરતની ચોરાશી (ભંડારો) કરી. સંમેલન તથા ભંડારાના પરિણામે સુરતની વિવેકશીલ ચોરાશી ન્યાતે **શ્રી. ગણપતરામભાઈ** પ્રતિ ઉત્તમ સદ્‌ભાવ પ્રકટ કર્યો જેના પ્રત્યક્ષ ચિહ્ન તરીકે બ્રહ્મસમાજના માનનીય પ્રમુખશ્રી પૂજ્યપાદ ગુરુ મહારાજ **શ્રી નથુરામશર્માજી**ને, ઉપપ્રમુખ **રા. બ. માધવરામ હરનારાયણ વ્યાસને**, સ્વાગત મંડળના પ્રમુખ શ્રી. **મંછારામ ભગવાનજી ભટ્ટ**ને અને **શ્રી. ગણપતરામભાઈ**ને પુષ્પહાર અને એક એક શાલની ભેટ આપી હતી.

શ્રી ભારત વર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજની વ્યવસ્થાપક કમિટિએ **શ્રી. ગણપતરામભાઇ**નો અગાઉ નહિ થયેલો એવો પ્રથમ સત્કાર શાલ પાઘડીથી કર્યો હતો.

સુરતની એમની પોતાની અમદાવાદી ઔદીચ્યની સમગ્ર ન્યાતે પણ **શ્રી ગણપતરામભાઇ**ને સાટીન પર છાપેલું

ચાંદીની ફ્રેમમાં મઢેલું સંમાનપત્ર તા. ૧૯-૧૧-૧૯ને દિવસે સમર્પણ કર્યું હતું.

ચરોતરની "ખેડાબેંતાળીશી"ના નામથી ઓળખાતી ઔદીચ્ય બ્રાહ્મણોની સંસ્થાના અધિવેશનમાં **શ્રી ગણપતરામભાઇને** ખાસ આમંત્રણથી બોલાવી એમને સાટીન પર છાપેલું માનપત્ર આપ્યું હતું.

એમને પોતાની જ્ઞાતિ પ્રત્યે શુભ લાગણી હતી અને જ્ઞાતિ અભિમાન એમની રગેરગમાં હતું. પોતાની ન્યાતમાં કેળવણીની વૃદ્ધિ થાય તે જોવા તેઓ ઘણા જ ઉત્સુક હતા. અને તે માટે તેઓ અનેકવિધ પ્રયત્ન પણ કરતા. એમના જીવનના છેલ્લા ચોવીસ કલાક પહેલાં સુરતના એમની ન્યાતના **શ્રી હરિકૃષ્ણ ઘેલાભાઈ ત્રિવેદી બી. એ.** એમને મળવા ગયેલા તેમને **શ્રી ગણપતરામભાઈએ** પૂછ્યું. તમારૂં બી. એ. નું રિઝલ્ટ ક્યારે છે? ઉત્તર–જી, આવતી કાલે. હર્ષિત હૃદયે રાવસાહેબે કહ્યું તમને ઉત્તીર્ણ થયેલા અને મારી ન્યાતમાં બીજા ગ્રેજ્યુએટ તરીકે જોવા સારૂ પ્રભુ ચોવીસ કલાક મારૂં જીવન નહિ લંબાવે? કેળવણી માટે કેટલો પ્રેમ? સવારે રિઝલ્ટ જણાયું ને **મિ. ત્રિવેદી** ઉત્તીર્ણ થયાનો સંતોષ મેળવ્યા પછી જ એઓ પંચત્વ પામ્યા. એમનો વિદ્યાવ્યાસંગ દિનપર દિન વૃદ્ધિંગત થતો જણાયો છે. બીજાના સ્વલ્પ ગુણને મેરૂતુલ્ય અને પોતાના મેરૂ જેવા ગુણને સ્વલ્પ સમજવાની તેમની નિરભિમાન બુધ્ધિથી પ્રસંગમાં આવનારનો આત્મા અચૂક ઠરી જ જતો હતો. સાહિત્ય-

ઉપર એમનો પ્રેમ એટલો બધો હતો કે ધર્મ કર્મ અને સામાન્ય દિનચર્યાથી અવશેષ રહેતો એમનો સમય ગ્રંથાલય અને સાહિત્ય મંદિરોમાં જ વ્યતીત થતો હતો. જિજ્ઞાસુ વિદ્યાર્થીની પેઠે સતત અભ્યાસી રહેવાની વૃત્તિ, લોકસેવામાં તત્પરતા, પરોપકારપરાયણતા અને ઘડિયાળ પ્રમાણેની નિયમિતતા, પ્રામાણિકતા, કર્તવ્યપરાયણતા, માયાળુ અને શિષ્ટાચારભર્યું વર્તન ઇત્યાદિ ગુણો આપણને આશ્ચર્યમુગ્ધ કરે તેવા હતા.

સામાન્ય પગારમાં પ્રતિષ્ઠા અને પ્રમાણિકનિષ્ઠાપૂર્વક જીવન ગાળી કરકસરથી સાચવેલા દ્રવ્યનો દીર્ઘદૃષ્ટિપૂર્વક કેવી રીતે સદુપયોગ કરવો એ આજકાલ મોટામોટા અર્થશાસ્ત્રી અને બુધ્ધિશાળી કહેવડાવતા માણસોમાં પણ ઘણા થોડાજ સમજે છે. એમણે દ્રવ્ય અને યશ સ્વપ્રયત્નથીજ સંપાદન કર્યાં હતાં. એમની દાન કે પરોપકાર કરવાની પદ્ધતિ બહુજ શાંત, કર્તવ્યનિષ્ઠ બુદ્ધિના સંચારવાળી, તેમજ લાભાલાભની સંપૂર્ણ ગણતરી ભરેલી હતી.

અભિપ્રાય આપવામાં પણ વાહવાહ કે ખોટી ખુશામતભર્યા અભિપ્રાયોને બદલે પરિચયમાં આવતા પ્રત્યેક મનુષ્ય માટે જે જે બોલવામાં કે લખવામાં આવતું તે બરાબર યોગ્યતાના તોલન પછી જ વ્યવહારમાં મૂકાતું. અર્થાત્ સંબોધનમાં કે લેખનમાં વપરાતાં વિશેષણો પણ હંમેશાં તોળી તોળીનેજ બરાબર યોગ્યતાનો વિચાર કર્યા પછી જ વાપરવામાં આવતાં હતાં. શબ્દોનો દુરૂપયોગ કદી પણ કરતા નહિ કે અસ્થાને વાપરતા નહિ.

**શ્રી. ગણુપતરામભાઈનું** પહેલું લગ્ન સુરતની એમની ન્યાતના શેઠ **શ્રી. સોમનાથ સુરજરામ વ્યાસનાં** પુત્રી **કમળાગૌરી** સાથે થયું હતું. ત્યાર પછી કેટલેક વર્ષે એમનું બીજું લગ્ન મીયાગામ પાસે ચોરભોજ ગામે **શ્રી. વિશ્વનાથ મોતીરામ શુકલનાં** બહેન **રૂકિમણી** સાથે સં. ૧૯૪૫ના વૈશાખ સુદિ ૧૫ ને દિવસે થયું હતું.

× × ×

<u>ગુણજ્ઞતા</u>

**સૌ. કમળાનો ચાળીસ વર્ષનો સુખદુઃખનો ગૃહસંસાર**

આજ કમળાને ૫૦ વર્ષ થયાં છે. લગભગ ચાર વર્ષથી તેને મધુમેહનો વ્યાધિ લાગુ થયો છે, તે અરસામાં **ડૉ. નસરવાનજી** જેવા વૃદ્ધ અને અનુભવી, **ડૉ. જમશેદજી** જેવા હંમેશાં હસમુખા, ધીરા અને શાંત સ્વભાભાવના પુરુષની, **ડૉ. રૂકમાબાઈ** જેવાં બારીક નજરથી તપાસ કરનાર હૃદયવાળાં બાઈની, **ડૉ. એમ. કે. દીક્ષિત** જેવા અતિકોમળતાથી શસ્ત્રક્રિયા કરનારની વખતો વખતની સલાહ ને મદદ ઉપકારની લાગણીથી યાદ કરવામાં આવે છે. પણ તેના ઉપર બબ્બેવાર પ્રાણઘાતક હુમલામાંથી તેના જીવનનું રક્ષણ કરનાર અને લંબાવનાર તો **ડૉ. એમ. એમ. મહેતા જ** છે. એમ અમે બંને ખરાદીલથી માનીએ છીએ. મારી નીમનોક કાઠિયાવાડમાં સને ૧૮૭૬ માં થતાં તે સમયથી તે હું ત્યાંથી સને ૧૯૦૧ની આખરે નિવૃત્ત થયો ત્યાં સુધી ત્યાં તેમજ ધારવાડમાં પણ

મારી સાથે રહી મારા શરીરની તથા ખાનપાનની ઉત્તમ પ્રકારે કાળજીભરેલી સેવા કરી લગભગ ચાળીસ વર્ષે સુરતનું મોઢું જોયું. તે પહેલાં પરદેશમાં સ્થિતિ હતી, તેવામાં જ તેણે પોતાપ્રતિ અતુલ પ્રેમ રાખનાર પોતાનાં માતપિતાને ગુમાવ્યાં, તેમાં ખાસ કરીને પોતાની માનું હેત અને લાગણી તેના હૃદયમાંથી ભૂલાયાં નથી.

તેના **જેઠ** અને **નણંદના ઘણા વર્ષના આગ્રહને લીધે સંતતિના અનિશ્ચિત સુખની આશાએ** તેના ઉપર શોક આવી તે બનાવને પચીશ વર્ષ વીતી ગયાં. તે અરસામાં તેને જાણ્યે અજાણ્યે જે દુઃખ વેઠવું પડયું હશે તેનો કંઈક આભાસ તેણે એક વર્તમાનપત્ર ઉપર પત્ર લખેલો જાળવી રાખ્યો છે તે ઉપરથી કંઈક આવશે. માત્ર મોટામાં મોટો દીલાસો તેના મનમાં એ હતો કે તેના **સેવકધર્મે** અને તેની **અનુપમ નીતિએ** તેના ભલા-દીલના પતિના અંતઃકરણમાં તેણે જે જગા લીધી હતી તે આજ સુધી જેવીને તેવી કાયમ જ રહી છે. તે તેના ધણીએ પ્રવાસમાંથી તેના ઉપર જે પુષ્કળ કાગળો લખ્યા છે તે જાળવી રાખેલા હોવાથી તેમાંથી થોડા નમૂના પ્રકટ થયેથી દેખાશે.

થોડાં અઠવાડીઆં ઉપર “ગુજરાતી”માં એક સ્ત્રી લેખકે “પ્રમીલા”ની વાર્તા પ્રકટ કરી તે **કમળાના** મંદ-વાડમાં તેના આગળ તેના પતિએ વાંચી સંભળાવી તેની સાથે કેટલેક અંશે મળતાપણું જોઇ તેના હૃદયને તેથી

ઘણું આશ્વાસન મળ્યું.

તા. ૧૪-૬-૧૪ રવિવાર લાઇન્સ.
(સદ્‌ગતની નોંધપોથીમાંથી)

## જાહેર જીવન

યથાશક્તિ યથાસમય પ્રત્યેક શુભ પ્રવૃત્તિને હૃદયના સાચા પ્રેમપૂર્વક તન મન અને યથાશક્તિ ધનથી ઉત્તેજન આપતા દેશની બધી પરમાર્થિક અથવા જાહેર સંસ્થાઓ ઉપર આંતરિક બારીક દેખરેખ રાખી કઇ પ્રવૃત્તિ હિતાવહ છે અને તેમાં શું શું સંશોધન કે પરિવર્તન થવાની જરૂર તેનો દૃઢ અને સતત અભ્યાસ ચાલુ રાખતા. તેમજ સામાન્ય ગતિએ વહેતા જગતના પ્રવૃત્તિ વાયુ ઉપર પણ સંપૂર્ણ દૃષ્ટિ રાખતા. એમના એ ગુણને લઇને પૂનામાં ભરાયલા દેશી કારીગરીના પ્રદર્શનના નિરીક્ષણ માટે અને તે ઉપર પોતાનો રિપોર્ટ રજુ કરવા સારૂ સુરતથી દેશી હુન્નરઉદ્યોગ કમિટિ તરફથી એમને પૂના મોકલવામાં આવ્યા હતા. ત્યાં તેમણે **જસ્ટીસ રાનડે**નાં દર્શન-સત્સંગનો લાભ લગભગ એક કલાક સુધી લીધો હતો.

કેળવણી વિષયક સભા હોય, કોઇ વિદ્યાવૃદ્ધિની કે ધાર્મિક સંસ્થા હોય, સમાજીક કે રાજદ્વારી સભા હોય, કે જ્ઞાતિની પરિષદ્ હોય તેમાં લોકોને એમની ઠરેલ, અનુભવી અને રૂચે એવી તથા ઉપયોગી સાહાયની જરૂર જણાતી હતી. આ બધું છતાં પોતાના આત્મકલ્યાણ માટે ધાર્મિક વાચન, મનન અને નિદિધ્યાસનમાં એમણે ક્ષતિ આવવા દીધી નથી. બીજાના શિક્ષકપરીક્ષક થતાં

તેમને આવડતું, તેવું જ પોતાના શિક્ષકપરીક્ષક થતાં પણ એમને આવડતું. ધર્મશ્રદ્ધા તથા સંસારસુધારા પરની પોતાની શ્રદ્ધામાં એઓ મેળ રાખી શકતા હતા. સંન્યસ્તદીક્ષા લેવાની એમને પ્રબળ ઇચ્છા હતી, પણ તે પાર પડી નહિ.

**સદ્‌ગત્ ગણપતરામભાઈ** પ્રાચીન તેમજ અર્વાચીન બંને વિચારના લોકોને પસંદ પડે તેવા વિચાર ધરાવનારા હતા. પોતે આ શહેરની કેટલીક જાહેર સંસ્થાઓમાં જોડાયા હતા. અને તે સૌમાં એમણે અગ્રસ્થાન ભોગવ્યું હતું. અત્રેની સૂર્યપુર સંસ્કૃત પાઠશાળાના તેઓ લાંબા સમય સુધી અધ્યક્ષ હતા, કોઓપરેટીવ યુનીયનની મેનેજીંગ કમિટિના અને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના સભ્ય હતા. તેમજ અહીંની એંડ્રુસ લાયબ્રેરીના ઑડિટર તરીકે પણ ઘણા સમય સુધી એમણે કાર્ય કર્યું હતું. અહીંની જીવદયાપ્રબોધક અને દુર્વ્યસનનિષેધક મંડળ સ્થાપવામાં **ડો. દીનશાજી એદલહેરામને** એમણે સારો સાથ આપ્યો હતો. શહેરમાંથી દારૂ વગેરે વ્યસનોનો અટકાવ કરવામાં એમણે શહેરમાં જુદે જુદે સ્થળે ફરીને ભાષણો આપી તનમનથી ઘણો શ્રમ ઊઠાવ્યો હતો. એ સંસ્થાનું શરૂઆતનું દફ્તર એમના પોતાના હાથનું લખેલું છે.

ઉપરાંત અહીં ભરાયલી સાહિત્ય પરિષદમાં અને તેના પ્રદર્શનવિભાગમાં એમણે અગ્રસ્થાને રહી કાર્ય કર્યું હતું. વળી સુરતની શાળાસમિતિમાં પણ એઓ સભ્ય

તરીકે ચુંટાયા હતા અને શાળાઓની મુલાકાતો લઈ એ દિશામાં પણ કેટલુંક કાર્ય કર્યું હતું.

પુસ્તકો, લેખો અને ભાષણોદ્વારા પોતાના ઉચ્ચ જ્ઞાન, અનુભવ અને ચારિત્ર્યનો સારો જેવો લાભ જન-સમૂહને તેમણે આપ્યો છે. પુત્ર કે પુત્રી કરતાં પણ અધિક સ્મરણ ગુજરાત સમક્ષ તેઓ મૂકી ગયા છે. એમનો ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા ઉપરાંત ઉપયોગ પુરતો ફ્રેન્ચ, લેટીન, જર્મન, ઉર્દુ ને પરશ્યન ભાષાનો અભ્યાસ પણ હતો. પોતાનાં ધર્મશાસ્ત્રો ઉપરાંત બાઈબલ આદિ અન્ય ધર્મના ગ્રંથો પણ અભ્યાસપૂર્વક એમણે વાંચ્યા વિચાર્યા હતા.

સદ્ગત્ વિદ્યા વિલાસી અને સાક્ષર હોવાથી ગુજ-રાતી ભાષામાં કોઈપણ પુસ્તક લખાતું તે પ્રથમ એમના અભિપ્રાય માટે આવતું એમાં નવા જુના અનેક સાક્ષરોને હાથે લખાયલાં આશરે રૂા. ૨૦૦૦)નાં પુસ્તકો એમને ત્યાં હતાં, પણ તે ઉપરથી પોતાનું સ્વામિત્વ ઊઠાવી લઈ જાહેર લાયબ્રેરીમાં એમણે તે આપી દીધાં છે. આજે કોઈ પ્રાચીન પુસ્તક જોઈએ તો તે એમની જ લાયબ્રેરીમાંથી મળી શકે છે.

**શ્રી. ગણપતરામભાઈ** ગુજરાતી ભાષા જાણના-રાઓમાં સાહિત્યસેવાદ્વારા એક સાક્ષર રત્ન તરીકે, વિદ્ધ-ત્તાભર્યાં અનેક મધુર અને બોધક વિખ્યાનોદ્વારા સુંદર વક્તા તરીકે, પરોપકારી પુરુષ તરીકે, ન્યાતિહિતેચ્છુ

તરીકે તેમજ ઉત્તમ કેળવણીકાર તરીકે જેટલા પ્રસિદ્ધ હતા, તેટલાજ એઓ એક બાહોશ અમલદાર તરીકે પણ પ્રસિદ્ધ હતા. તેમણે પોતાના સ્વભાવથી અને વિદ્વત્તાથી યશ સંપાદન કરી છેવટ સુધી પોતાનો કીર્તિધ્વજ ફરકતો રાખ્યો હતો.

નિવૃત્ત થયા પછી પણ એમણે નિત્યનું સમયપત્રક બાંધીને નિયમિતપણે વાચન મનન અને લેખનાદિનું કાર્ય અવિશ્રાંતપણે છેવટ સુધી કર્યું હતું.

## સખાવત

**શ્રી. ગણપતરામભાઈએ मनुष्य यत्न ईश्वरकृपा** એ સૂત્રાનુસાર અને પ્રામાણિક વૃત્તિથી પ્રાપ્ત કરેલા દ્રવ્યને પરોપકારાર્થે જે ઉપયોગ કર્યો છે તેમાંથી મુખ્ય મુખ્ય ભાગનો અત્રે નિર્દેશ કરવો ઉચિત ધારૂં છું:—

રૂ. ૧૦૩૫ સુરતની સંસ્કૃત પાઠશાળામાં પોતાનાં ભગિની શ્રીમતી દીવાળીબાના શ્રેયાર્થે.

૧૫૦૦ ઔદીચ્ય બ્રહ્મસમાજને. એના વ્યાજમાંથી દર વરસે સુરતના અમદાવાદી ઔદીચ્ય વિદ્યાર્થીઓને "હાઈસ્કૂલ સ્કૉલરશીપ" આપવા માટે.

૧૦૦ શ્રી ખેડા બેંતાળીશીના વિદ્યાર્થીઓને વ્યાજમાંથી પુસ્તકાદિની મદદ માટે.

૪૦૦૦ શ્રી ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના દશમા સંમેલન (સુરત) વખતે ખરચેલા. એ પ્રસંગે સુરતના સમસ્ત બ્રાહ્મણોનો ભંડારો (ચોરાશી) શિખંડ-પુરીની જમણવારથી કરેલો.

રૂ. ૧૦૦ ભાવનગરના શ્રી ઔદીચ્ય વિદ્યાર્થીભવનમાં તથા પ્રાણજીવનસ્મારકફાળામાં મળીને.

૫૦૦ "શ્રી પૂજ્યપાદ મહાત્મા શ્રી નથુરામ શર્મા આનંદાશ્રમ" બીલખા (શ્રી ગુરુસ્થાન)માં બે ઓરડા બંધાવી આશ્રમને અર્પણ કર્યા.

૪૦૦૦ સુરત મ્યુનિ.ને કન્યાશાળામાટે મકાન સમર્પણ કર્યું. જેમાં હાલ મ્યુનિ.ની નં. ૨૯ની ગ. અ. ત્રવાડી કન્યાશાળા બેસે છે.

૨૦૦ એના વ્યાજમાંથી ગ. અ. ત્રવાડી કન્યાશાળામાં ભણતી પોતાની ન્યાતની કન્યાઓને સ્કોલરશીપ આપવા સારૂ. સુરત મ્યુનિ૦ને કમળાગૌરીએ શેર આપ્યો.

૧૦૦૦ ફ્રી લાયબ્રેરી તથા રિડિંગરૂમ માટે પગથીઆ શેરીને નાકે આવેલું પોતાનું મકાન આપ્યું છે જેમાં હાલ ગ. અ. ત્રવાડી ફ્રી લાયબ્રેરી અને વાચનાલય છે તેની સુધારણામાં ખરચ્યા.

૩૦૦૦ લાયબ્રેરી માટે કબાટો, પુસ્તકો, ફરનીચર ઈત્યાદિમાં.

૫૦૦૦ સુરતના અમદાવાદી ઔદીચ્ય બ્રાહ્મણવિદ્યાર્થીને વ્યાજમાંથી કૅાલેજની સ્કોલરશીપ આપવા સારૂ સરકારને સોંપ્યા. હાલ એ રકમના વ્યાજમાંથી રૂ. ૧૧–૧૧ની બે સ્કોલરશીપો અપાય છે.

૫૦૦૦ લાયબ્રેરી તથા વાચનાલયના નિભાવ માટે વ્યાજનો ઉપયોગ કરવા સરકારને સોંપ્યા.

૬૦૦૦ સુરતની સાર્વજનિક એજ્યુ. સોસાયટીને સુરતની એમ. ટી. બી. કૅાલેજમાં લેક્ચરહૅાલ બાંધવા સારૂ આપ્યા.

રૂ. ૪૦૦૦ સુરતની પોતાની ન્યાતના ઓચ્છવ (પોતાની તથા પોતાની બે પત્નીઓની સંવત્સરીને દિવસે ન્યાતની જમણવાર) કરવા સારૂ પ્રથમ રૂા. ૩૦૦૦ ન્યાતની પંચને આપ્યા હતા. અને રૂા. ૧૦૦૦ પાછળથી તેમનાં પત્ની ગં. સ્વ. કમળાગૌરીએ વધુ આપ્યા તે મળીને.

૧૭૦૦૦ સુરતના જાહેર વ્યાખ્યાન માટે ઉપયોગમાં આવે તથા પોતાની ન્યાતના જમણ વગેરે માટે ઉપયોગમાં આવે એવું વાડીનું મકાન બાંધવા સારૂ આપ્યા.

૪૦૦ સુરતના વનિતાવિશ્રામમાં આપ્યા.

૭૦૦ ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં આપ્યા.

૨૦૨૦ પરચુરણ છુટક દાન અને વિદ્યાર્થીઓને સાહાય તરીકે આપવામાં વાપર્યા.

---

૫૫૫૫૫ એકંદર.

ઈ. સ. ૧૯૦૩માં નોકરીથી નિવૃત્ત થયા પછી સોળ વરસ સુધી વાનપ્રસ્થ સ્થિતિ ભોગવી શાંતિમાં પોતાનો સમય વ્યતીત કર્યો હતો. પ્રારબ્ધયોગે ઉત્તરાવસ્થામાં એમને લકવાનો વ્યાધિ થયો અને ચારેક મહીના બિમારી ભોગવી સંવત્ ૧૯૭૫ના જેઠ સુદિ ૧૪ (તા. ૧૨–૬–૧૯)ના રોજ સવારે સાત વાગે સિત્તેર વર્ષની શાંતિમય અને આદર્શ

જિંદગી ભોગવી પંચત્વ પામ્યા. એમના અવસાનથી સુરત મ્યુનિ.ની તમામ શાળાઓ એમના માનમાં એક દિવસ બંધ રાખવામાં આવી હતી.

આ સંક્ષિપ્ત જીવનરેખા આપણી સમક્ષ આત્મબળથી આગળ વધનારા, જમાનાના વિકારી અને વિપરીત વાયુનાં વહનો વચ્ચે હૃદયબળથી સ્થિતપ્રજ્ઞરૂપે રહેનારા, પરમાર્થની ભાવનાને વ્યવહારમાં પ્રતિ પળે પોષનારા, આંતર બહિર્ એકજ રંગથી રહેનારા, અતિ વૃદ્ધવસ્થાપર્યંત તનમનમાં ઉત્સાહમય જીવન વહેનારા, અને યથાશકિત રાજાપ્રજાપ્રત્યે એકાત્મભાવથી વર્તીને જનસમાજમાં જળકમળવત્ રહેવા ઉપરાંત સાદું અને શાંત જીવન ગાળીને તન, મન અને ધનના ભોગે.જનમંડળનું અને વિશેષે કરીને પોતાની ન્યાતનું શાશ્વત કલ્યાણ સાધનારા એક પ્રતિષ્ઠિત, પ્રાતઃ સ્મરણીય, પ્રમાણ પુરુષના શાંત અને સંયમી જીવનનો અનુકરણીય આદર્શ રજુ કરે છે. સાંપ્રત સમયમાં પ્રચલિત દેશ, કાળ, સ્થિતિને લક્ષમાં રાખીને પુરુષાર્થ બળથી, જાત મહેનતથી, પ્રામાણિક અને સાત્વિક પ્રવૃત્તિથી દુર્લભ માનવજીવન ગાળવાની ઇચ્છાવાળા વાચકને સદ્ગતના જીવનમાંથી ઘણું જોવાનું, જાણવાનું અને અનુકરણ કરવાનું મળી આવ્યા વિના નહિ રહે. કેળવણી ખાતાની લાંબા સમય સુધી નોકરી કરવા છતાં સાથે સાથે જનહિતની ભાવના પોષવાનું તેમજ પરિચયમાં આવતા નાના મોટા અનેક મનુષ્યોનાં હૃદય પ્રેમભાવથી જીતી લેવાનું એમનું કાર્ય ઘણું આદરણીય હતું પ્રતિકૂળ વિચારોના

વાતાવરણમાંથી પણ શાંતિ અને સંતોષપૂર્વક જીવનનો માર્ગ પોતાની સાત્વિક વૃત્તિને અનુકૂળ બનાવવાનું કાર્ય સહજ સુલભ તો નથી જ.

સુધરેલા વિચારવાળા વિદેશી અધિકારીઓ, સ્વતંત્ર વૃત્તિવાન અને કવચિત્ સ્વેચ્છાચારને જ પ્રાધાન્ય આપનારા રાજકુમારો; મોટે ભાગે લોભ, લાલચ, ખુશામત, ટુંકી બુદ્ધિ, અને સ્વાર્થ આદિ દોષોથી ભરેલા ગરીબાઈવાળા ટુંક પગારના અમુક શિક્ષકો, અને તેથી પણ વિશેષ હૃદયદૌર્બલ્યવાળા, આધુનિક વિદ્યાર્થીઓના શંભુમેળામાં અચલ મેરૂવત્ પોતાનું નૈતિક નિશાન જાળવી એ સર્વને સુધારી સાચવી સરલ માર્ગે ચઢાવી સાત્વિકરસેચ્છુ બનાવવાનું વિકટ કાર્ય તેમણે કેવી ધીર–વીર બુદ્ધિથી બજાવ્યું છે, તે તો એવા સંજોગોમાં મૂકાયલા ગૃહસ્થોથીજ સમજી શકાય એવું છે.

નિરક્ષર કે સાક્ષર, નિર્ધન કે ધનિક, સામાન્ય કે મહાન્ એ સઘળામાં એક સરખી વિલસી રહેલી આત્મસત્તાને પોતાનાજ આત્મસ્વરૂપે જાણીને સર્વને એક સરખી રીતે આદર કરવો, બધાનાં હૃદયને સંતોષ અને શીતળતા ઉપજે એવી રીતે પ્રેમભર્યા હૃદયથી સૌની સાથે બોલવું, ચાલવું ને પ્રસંગમાં આવનાર મનુષ્ય માત્રને શાશ્વત હિતને માર્ગે દોરવાની સર્વદા બુદ્ધિ રાખવી એ કાંઈ સામાન્ય જનથી બને એવું નથી. ઘણા લેખકો, વિચારકો અને ઉપદેશકો આવી સમાનતા અને

સહૃદયતા જાળવવાનો સ્થળે સ્થળે ઉપદેશ કરે છે ખરા, પરંતુ **સંત તુકારામ** કહે છે તેમ "**बोले तैसा चाले त्याची वंदावे पावली**" (કહેણી રહેણી સરખી હોય, તેને તુલ્ય ન આવે કોઈ.) આ દિવ્ય ભાવ, આવી એકરંગી અટલ સમાનતા, **શ્રી. ગણપતરામભાઈ** જેવા વીરલ પુરુષોમાંજ જોવામાં આવે છે, અને તે પણ છેક વૃદ્ધાવસ્થા પર્યંત એકસરખી જળવાઈ રહે એ વળી વિશેષ આશ્ચર્યકારક છે.

**શ્રી. ગણપતરામભાઈ**ના અવસાનથી સુરત શહેરને જે ખોટ પડી હતી તે બદલ ખેદ દર્શાવવા અને સદ્ગતનાં કુટુંબીઓને આશ્વાસન આપવા સારૂ સુરતના શહેરીઓની એક શોકદર્શક સભા આર્યસમાજ હૉલમાં **રેવરંડ ડૉ. સ્કોટ**ના પ્રમુખપણા નીચે તા. ૩–૭–૧૯ના રોજ મળી હતી. જેમાં **દી. બ. ઠાકોરરામ સી. આઈ. ઈ., રા. બ. ખંડુભાઈ ગુલાબભાઈ દેસાઇ, મહાજન શેઠ ભગુભાઈ દ્વારકાદાસ, સુરતના નગરશેઠ બાબુભાઈ, દી. બ. ચુનીલાલ ગાંધી એડવોકેટ, સરદાર ટેમુરસ્પ મોદી. બાર. ઍટ. લૉ. શ્રી. મસ્કતી, સરદાર જનાર્દન વી. પાઠકજી,** સુરતના લોકપ્રિય શિક્ષક **શ્રી. મંચેરશા પાલનજી કેકોબાદ,** વગેરે શહેરના આગેવાન સજ્જનો અને તેમની જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોએ હાજરી આપી હતી. **સભામાં દી. બ. ચુનીલાલ ગાંધીએ** નીચેનો શોકદર્શક ઠરાવ ગંભીર વાતાવરણ વચ્ચે રજુ કર્યો હતોઃ—

"જાણીતા સાક્ષર, ગુજરાતના ભૂષણરૂપ, આ શહેરના રહીશ અને કેળવણીખાતાના કસાયલા પેન્શનર તથા લોકોપયોગી કાર્યમાં તેમજ કેળવણીની સંસ્થામાં પોતાની જાતમહેનતથી કષ્ટ વેઠી ઉપાર્જન કરેલી સંપત્તિનો સદુપયોગ કરનાર સજ્જન નરરત્ન **રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી**ના અવસાનની ખબર જાણી સુરતના શહેરીઓની આ સભા શોકની લાગણી પ્રદર્શિત કરે છે, અને માને છે કે ગુજરાતને અને વિશેષે કરીને આ શહેરના જનસમાજને એમના અવસાનથી ખોટ પડી છે."

ઉપર્યુક્ત ઠરાવ સભાએ ઊભા થઈને પસાર કર્યો હતો. અને ડૉ. **સ્કૉટે** સદ્‌ગતના આત્માને શાંતિ મળે એ માટે પ્રભુપ્રાર્થના કરી હતી. અન્ય વક્તાઓએ પણ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં, અને સદ્‌ગતના ફોટા સાથે તેમની સંક્ષિપ્ત જીવનરેખા સભામાં વહેંચાઇ હતી.

સુરતની સાર્વજનિક એજ્યુ૦ સોસાયટી તરફથી **સોલીસીટર શ્રી. ત્રિભુવનદાસ માળવી**ના પ્રમુખપદે તા. ૧૫-૬-૧૯ના રોજ પણ શોકદર્શક સભા મળી હતી અને તેમાં **શ્રી. ગણપતરામભાઈ**ના અવસાન બદલ શોક પ્રદર્શિત કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

આ ઉપરાંત કાઠિયાવાડમાં જૂનાગઢ, રાજકોટ વગેરે સ્થળોએ પણ શોકસભાઓ થઈ હતી.

ગુજરાતનાં કેટલાંક વર્તમાનપત્રોમાં અને માસિકોમાં સદ્‌ગતના અવસાનની વત્તીઓછી નોંધ લેવામાં આવી હતી. અને સુરતના દેશીમિત્ર, સુરત અખબાર, દેશોદય, સત્સંગ ઈત્યાદિમાં પણ વિસ્તૃત નોંધ લેવાઈ હતી, ઉપ-

રાંત ઔદીચ્ય જ્ઞાતિનાં લગભગ બધાં જ માસિકોમાં તો ફોટાઓ સાથે વિસ્તારપૂર્વક જીવનપ્રસંગો પણ પ્રકટ કરવામાં આવ્યા હતા.

**સદ્‌ગત્ ગણુપતરામભાઈની** સ્થૂળ કારકીર્દિ વિરામ પામી છે, પણ તેમની પરોપકારમય અમર કારકીર્દિ પોતાની જીવન વિભૂતિ તરીકે પાછળ મૂકી ગયા છે. રાજર્ષિ ભર્તૃહરીએ કહ્યું છે, કેઃ—

**" परिवर्तिनी संसारे मृतः को वा न जायते ? ।**
**स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥ "**

[જેમાં સદા ઉત્પત્તિ ને નાશ થાય છે એવા ક્ષણે ક્ષણે પરિણામ પામનારા સંસારમાં કયો પુરુષ ઉત્પન્ન થતો નથી ને મરતો નથી ? અર્થાત્ અનેક જણ જન્મે છે ને મરે છે, પણ ખરો જન્મેલો તો તેજ કહેવાય કે જેનાથી કુળની ઉન્નતિ થાય.]

જન્મનું મરવું એ તો અનાદિ નિયમ છે, પણ કીર્તિમય જીવનને મરણુ સંભવતું જ નથી. આજે અનેક મહાન્ પુરુષોને દુનિયા યાદ કરે છે તેમને મરેલા કેમ ગણી શકાય ?

**" वदनं प्रसादसदनं सदयंहृदयं सुधामुचो वाचः ।**
**करणं परोपकरणं येषां केषां जनान् ते वन्द्या ? ॥ "**

[જેમનું વદન પ્રસન્નતાના ભંડારરૂપ છે, જેમનું હૃદય દયાયુક્ત છે, જેમની વાણી અમૃતની વૃષ્ટિ સમાન છે અને જેમનાં કાર્યો પરોપકારી છે, એવા મહાન્ પુરુષો કોને વંદ્ય નથી ? અર્થાત્ સર્વને વંદનીય છે.]

**શ્રી. ગણપતરામભાઈનું** જીવન મહાન્ કાર્યો અથવા પ્રબળ પરાક્રમોની પરંપરાથી ઉછળતા મહાસાગર જેવું નથી, શિવાજી, નેપોલિયન કે ક્રોમ્વેલ જેવું નથી, ગ્લાડસ્ટન, પીટ કે મોર્લે જેવું પણ નથી, છતાં એવા થવાની યોગ્યતા બતાવનારાં ઘણાં તત્ત્વો શીખવી શકે એવું તો અવશ્ય છેજ. વળી તેમનું જીવન એક દિશામાંથી બીજી દિશામાં કૂદતાં, સ્થળે સ્થળે રંગો બદલતાં અને ફીણ તરંગાદિની જળલીલાથી કલ્લોલ કરતાં પહાડી ઝરણાં જેવું પણ નથી, કે જેથી વાચકના હૃદયમાં દુનિયાના નવા નવા ભિન્ન ભિન્ન વ્યાપારોના અનુભવો જાણવાનું કંઇ ઔત્સુક્ય જન્મે પરંતુ સિંધુ કે ગંગા જેવા મહાનદના ગ્રીષ્મઋતુમાં વહેતા શાંત અને એક સરખા પવિત્ર પ્રવાહ જેવું જ શીતળ, શાંત અને એકસમાન વહેણમાં ગતિમાન થતું પવિત્ર બનતું અને સંસર્ગમાં આવનારને પવિત્ર કરતું અનુકરણીય જીવન છે. ધાંધલ કે દોડધામ, પ્રવૃત્તિના પછાડા કે નિવૃત્તિના હવાતીઆં જેવી તરંગી સૃષ્ટિની પેલી પાર સાક્ષર જીવનના સિંધુ તટ પર જે શાંતિભરી સાત્વિકતા રહેલી છે તેનો આસ્વાદ લઇ મોંઘા માનવ જન્મને સફળ કરવાના અમૂલા મંત્રો ગ્રહણ કરનારને **શ્રી ગણપતરામભાઈનું** જીવન ખરેખર મૃતસંજીવની જેવું સફલ ઉપકારક થઈ શકે તેમ છે. એમનાં પ્રથમ પત્ની **શ્રી. કમળાગૌરી** સંવત્ ૧૯૮૫ના વૈશાખ સુદિ ૨ ના દિવસે સ્વર્ગવાસી થયાં છે.

આજે એમનાં બીજાં પત્ની ગં. સ્વ. **રૂક્મિણી** વિદ્યમાન છે. તેમજ એમના કુટુંબમાં એમના ભત્રીજા વકીલ

**શ્રી. જમિયતરામ નરભેરામ ત્રવાડી** અને તેમના બે સુપુત્રો ભાઈ **ચંપકલાલ** અને ભાઈ **રાજેન્દ્રલાલ** છે. **શ્રી. જમિયતરામભાઈ** અત્રેની ચોર્યાશી ન્યાત બ્રાહ્મણ મહાસભાના ઉપપ્રમુખ તથા સૂર્યપુર સંસ્કૃત પાઠશાળાના પ્રમુખ છે, તેમજ અહીંની કેટલીક જાહેર સંસ્થાઓમાં જોડાયલા છે ને તેમાં તનમન અને યથાશક્તિ ધનથી સેવા આપી રહ્યા છે. મથુરામાં મળેલા શ્રી. ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના ૨૩મા સમેલનના પ્રમુખપદે નીમાયા હતા અને બીલખા આનંદાશ્રમના ટ્રસ્ટીમંડળમાં એક ટ્રસ્ટી તરીકે ચાલુ છે. ભાઈ ચંપકલાલ ફાઇનેન્સ અને કમીશન એજંટ છે અને એડવોકેટ ભાઈ રાજેન્દ્રલાલ સુરતમાં વકીલાત કરે છે.

સદ્‌ગતના બીજા ભત્રીજા સ્વ૦ ડાહ્યાભાઈ નરભેરામ હતા. તેમના ત્રણ પુત્રો રા. સુરેન્દ્રલાલ, રા. ગુણેન્દ્રલાલ અને રા. યતીન્દ્રલાલ વેપારી લાઇનમાં જોડાયા છે.

પગથીઆશેરીને ઉત્તર નાકે આવેલાં ઉંચા ઓટલાનાં મકાન જોતાંજ આજે પણ સદ્‌ગત્ શ્રી. ગણપતરામભાઇનું સહજ સ્મરણ થયા વિના રહેતું નથી. **–ઈતિશમ્**



## સદ્‌ગતની નિત્યનોંધનો એક નમૂનો

તા. ૨૬ ફેબ્રુઆરી ૧૮૯૮ રાજકોટ

પાાા થી ૧૨

૧ પ્રાતઃસ્મરણ, ધ્યાન, ત્રિકાળ સંધ્યા

૨ ટન્ના ગણિત મનોયત્ન ૧૦ દા. ૧–૫

૩ દલાલ „ „ ૨૫ દા. ૬૪

૪ ચક્રવર્તી „ „ ૨૭ દા. ૬–૧૦

૫ ગીતા અધ્યાય ૭ જ્ઞાનયોગ શ્લોક ૨૨ મો

૬ મણિશંકર રચિત સ્વીડનબૉર્ગકૃત લગ્નસ્નેહ પૃ. ૫૬–૬૧

૭ સુદર્શન ડિસેંબર. ૯૭ પૃ. ૫૯–૬૦

૮ મીલ બુ. ૨ પ્ર. ૨ પૃ. ૧૩૮–૧૪૦

૯ '૯૬નાં વીકલી ટાઈમ્સ, કાઠિ૦ ન્યૂસ, કૃષિ વગેરે

૧૦ ચેસ્ટર્ટન ભાષાંતર પૃ. ૧૯–૨૧

૧૧ કાર્ડ–પોરબંદર રા. ગણપતરામને

૧૨ ઉર્દુ–મુસલમાની તવારીખ પૃ. ૮

૧૩ ફ્રેન્ચ–મૉમ્સન રોમ પૃ. ૧૧૮

૧૪ સંસ્કૃત સૂતરીઆ પૃ. ૪૦–૪૧ ક. ૬૭

૧૫ કાગળ–જૂનાગઢ ધીરજરામ, મોરબી પ્રાગજી પટેલ

૧૬ લાયબ્રેરી, પંચનાથ મહાદેવ, અને ગુરુમહારાજશ્રી સાંજે વિચારસાગરનું વાચન.

# સ્વર્ગસ્થ ગ૦ અ૦ ત્રવાડીનું વંશવૃક્ષ




**આ વંશાવલિ જેટલી છે તેટલી ખરી છે, પણ સંપૂર્ણ નથી. જ્યાં તિથિ લખી છે તે તેની મરણતિથિ છે. = નું ચિહ્ન પતિપત્નીનું છે.**

## —: સોનેરી સૂત્રો :—

—જ્યાં સુધી હૃદયને કેળવણી નથી મળી ત્યાં સુધી બીજી બધી વિદ્યા અને મોટી મોટી વાતો માત્ર આકાશપુષ્પ જેવી છે.

—વિદ્વત્તાના થોકે થોક હોય તેના કરતાં મૂઠીભર સદ્વર્તન હોય તો તે વિશેષ પસંદ કરવા જોગ છે.

—મહાન્ પુરુષોનાં નામ અને સ્મરણ તો તે પ્રજાની પહેરામણી સમજવી.

—બીજા બધા કેળવણી આપનારા કરતાં જનેતા જે કેળવણી આપે છે, તે ખરેખરી માનુષી કેળવણી હોય છે.

—સ્ત્રીને ભણાવવી એ પુરુષને ભણાવ્યા બરાબર છે.

—જે માણસ બીજાની પાસેથી શીખતો નથી અને પોતાના મનથી પોતાને બહુ ડાહ્યો સમજે છે તે માણસ કોઈ રૂડું કે મોટું કામ કરી શકવાનો નથી.

—યુવાવસ્થાનો ઉત્સાહ સુમાર્ગે વાપર્યો હોય તો તે જીવનને સુખમય કરે છે.

—"સદ્વર્તન"માંથી

# —: આદેશ :—



૧ તમારા પુત્રને તથા પુત્રીને ઉપયોગ પૂરતી વિદ્યા ગમે તેટલી અગવડ વેઠીને પણ તમે અવશ્ય આપશો —અપાવશો.

૨ કુસંપ, ઇર્ષ્યા ને દ્વેષ તજી દઈ તમારા સર્વ બંધુઓ પર પ્રેમ રાખો. અનાથ ને દુઃખી બંધુઓ પર દયા રાખો. કોઇપણ પ્રકારના ખાનગી દ્વેષોને જ્ઞાતિહિતની બાબતમાં પ્રતિબંધક રૂપે કદી પણ લાવશો નહિ અને આવવા દેશો પણ નહિ. ન્યાય અને સત્યને તમારાથી વિખૂટાં પડવા દેશો નહિ. તો જ જ્ઞાતિનું ને તમારૂં ભલું થશે.

૩ સાંકડી બુદ્ધિના સ્વાર્થને તજો. કેમકે સાચો સ્વાર્થ પરમાર્થમાં જ રહેલો છે. પૃથ્વીને સ્વર્ગસમ બનાવવી એ તમારા જ હાથમાં છે. સદાચારથી ને ઉદાર હૃદયથી અહીં જ સ્વર્ગ ભોગવો. કેમકે પ્રભુ તમારામાં તેમ જ સર્વમાં વસેલો છે, એ સ્મરણમાં રાખો. એટલી જ પ્રાર્થના ! એમાં જ બધું આવી જાય છે.

સુરત ગણપતરામ અનુપરામ ત્રવાડી